પુસ્તકમાળા ગ્રન્થ ૧.

ચાતકચંદ્ર નાગર દ્વિવેદી કૃત

# અદ્વૈત-વીણા

અથવા

# સુધાકરની પાપકથા.

## (પ્રથમ ભાગ)

ગુજરાતનું સર્વોત્તમ સાહિત્ય

અને

રસિકતાનું અપૂર્વ દર્શન


લેખક અને પ્રકાશક

ચાતકચંદ્ર નાગર દ્વિવેદી

તે

જેઠાલાલ નાથાલાલ દવે.

નારદીપુર-(ઉ. ગુજરાત) હાલમાં અમદાવાદ.



કીંમત રૂ. ૦-૧૨-૦.

# સુધાકરને !

મધુરૂં ગાન ગાનારી, વીણા બેસુર થઇ ગઇ છે
તથાપિ ગાન ગાયેલું, સ્મૃતિ એની રૂહી ગઈ છે. ૧

મધુરાં સ્વપ્ન સુધા-ભર-સુધાકર ! ત્હેં ઘણાં જોયાં
અને જોયાં-છુપાયાં પણ હજૂ એ સૃષ્ટિ રૂહી ગઈ છે. ૨

હજૂ એ સૃષ્ટિ રૂહી ગઈ છે
સ્મૃતિ એની રૂહી ગઈ છે (૨)
મધુરૂં ગાન ગાનારી—
વીણા બેસુર થઇ ગઇ છે

તથાપિ ગાન ગાયેલું સ્મૃતિ એની રૂહી ગઇ છે. ૩

અને અમૂલ્ય પ્રીતિના મધુરા મીઠડા લ્હાવા
અને લ્હાણો તણી મીઠી પ્રસાદીયે રૂહી ગઈ છે. ૪

અને એ ભાવનાને પામતાં ત્હારી કવિતાનાં
અનેરાં-દૈવી ઝરણોની ગતિ કાયમ રૂહી ગઇ છે. ૫

મધુરૂં ગાન ગાનારી વીણા બેસુર થઇ ગઇ છે
તથાપિ ગાન ગાયેલું સ્મૃતિ એની રૂહી ગઈ છે. ૬

ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી.

# પ્રેમની ઉત્પત્તિ.


નિર્દોષતા——મનુષ્ય——પ્રેમનો જન્મ
નિર્દોષતા–સદોષતા——સ્વત્વ——પ્રેમનો વિકાસ
સદોષતા——સ્વાર્થ——પ્રેમનું પરિણામ
નિર્દોષતા——લોભ
મોહ
લક્ષણ——પ્રેમનો જન્મ
નિર્દોષતા–સદોષતા——રસિકતા——પ્રેમનો વિકાસ
સદોષતા–પ્રેમનું પરિણામ—પ્રેમનો આવેશ—વિષયી પ્રેમ ( કનિષ્ટ )
પરિણામ :—
હાનિ અને બંધન
નિર્દોષતા–પ્રેમનો જન્મ——પ્રેમબુદ્ધિ——શુદ્ધ પ્રેમ ( મધ્યમ )
પરિણામ :—
બંધન અને જ્ઞાન
પ્રેમનું પરિણામ——પ્રેમ-પ્રકાશ——અદ્વૈત પ્રેમ ( ઉત્તમ )
સદોષતા = નિર્દોષતા.
પરિણામ :—જ્ઞાન અને મુક્તિ

# વિષયો તણી આવી ગુલામી એકદમ ભારે પડે.

તૂજ પ્રેમને માટે વધ્યો છે ભ્રમ સહુ વ્યવહારમાં
તૂજ પ્રેમને માટે બન્યું અસ્થિર અંતર ત્રાસમાં
બેહાલ ને બિમાર બનતું ચિત્ત તો ભટકયા કરે
તૂજ પ્રેમની આવી ગુલામી તો બહુ ભારે પડે. ૧

જે આંખમાંથી કોઇ દિન આંસુ હજૂ ટપકયું નથી
એકે કદી કો ત્રાસથી એ આંખથી આંસુ વહે
રે! માત્ર ત્હારા વિરહમાં ને માત્ર ત્હારા સ્મરણમાં
રોવું પડે જે પ્રેમમાં તે પ્રેમમાં શો લાભ છે? ૨

ત્હારા વિરહના તર્કમાં ભૂલી ગયો મ્હારી કળા
કર્ત્તવ્યને કર્મો તણી છેદાઇ ગઇ સાચી દશા
છૂંદાઇ ગઇ સત્તા સુખોની—હાસ્યની—આરામની
એ સહુ બન્યું જે કારણે તે સર્વ કારણ તું બની. ૩

શું ક્ષુદ્ર એક મનુષ્યના વિરહે રીબાઇને મરૂં?
શું હું સ્મરણ એનું કરૂં જે અંગ છે વિષયી બધું?
જે શુષ્ક છે સુધા વિના—તારક નથી—પાલક નથી
સુંદર બન્યો દેખાવ જે સૌંદર્ય શું સાચું કદી? ૪

નિશા વધ્યા જ્યાં પ્રેમના—શીશા વધ્યા વૈદ્યો તણા
દાખલ થયાં દર્દી હ્રદયમાં પ્રેમ આવા શોધતાં
પ્રિયતમ! આવા પ્રેમમાં દર્દી થઇ લાખો રડે
એ સર્વમાંનો એક હું તો આખરે થાકયો હવે. ૫

નિર્જીવ ત્હારા વિરહમાં રડવું હ્રદયની મંદતા
માનું હવે એવી ક્રિયા નિર્બલ હ્રદયની નીચતા
રે! પ્રેમ—આવા પ્રેમને—તે કોણ ઉત્તમ માનશે?
રે! કોણ એવો મૂર્ખ કે ગુલામ વિષયોનો થશે? ૬

લયલા સ્મરણમાં નામ છો મજનુનનું સ્થાયી રહ્યું
પણ હું ગણું છું " એ બિચારાનું જીવન એળે ગયું "
રે ! માત્ર એના સ્મરણમાં પૂરી થઇ ગઈ જીંદગી
કર્તવ્ય માનવ દેહનું એણે કંઇ જાણ્યું નહિ ! ૭

ત્હારી કવિતા ગાઇને મ્હારી કૃત્તિ ઝાંખી કરી
ઓજસ્ ભરેલાં કાવ્ય મ્હારાં એકદમ નિસ્તેજ થઈ
મુજ નામને મ્હારી પ્રતિભાને લજવતાં લાભ એ
આખર મળ્યો અમ્હને પ્રિયે ! ત્હારી ગુલામીમાં મ્હને ૮

સુંદર શરીર દર્દી બની રીબાય જો ત્હારા વિના
એ પ્રેમનો વહ્નિ ગણું હું કેમ સુંદર સ્વર્ગ કાં ?
બળવું અને રડવું બની દર્દી હશે શું સ્વર્ગ એ ?
એ કલ્પના ને માન્યતા નિર્બલ હૃદય ધારી રહે.

જ્હેમાં જીવન હારી જવાયે લાભ શો વ્યાપારનો ?
મન-તન-ધનની સંપત્તિ ગુમાવવી શો ફાયદો ?
સચવાય ના જ્હેમાં ખૂબી સંસારના સાધન તણી
એનું મહત્વ મનાય ના દુનિયા મહિં કો રીતથી. ૧૦

વિચારમાં " વ્હાલી " રહે-આચારમાં "પ્રિયા" રહે
એ જીવનમાં કર્તવ્યના સંકલ્પ શેં જાગી શકે ?
જે હૃદય હરદમ ગાય ખાલી નામ ખોટા પ્રણયનું
એ હૃદયમાં ઊભરાય ક્યાંથી પ્રેમ-વ્હેણ પિતા તણું ? ૧૧

દ્રષ્ટિ થતાં બંધન વધે-વિચારથી ઓજસ્ વહે
આચારથી શક્તિ વહે-બુદ્ધિ ભમે-ચંચળ બને
જીવનપરત્વે જીવવાનું ભાન પણ સચવાય નહિ
એ તે પ્રતિમા પ્રણયની કે દુઃખદાયક રાક્ષસી ? ૧૨

ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી.

# ભાવના.

" સદશ ત્હારો સ્નેહ, મ્હારા ચિત્તને મ્હાતું કરે
સદશ ત્હારી ભાવના, મ્હારા હ્રદય ઉપર ઝરે
સદશ ત્હારી સિદ્ધિનો રસ યોગ છે ઉત્તમ સખી !
મન જો મળ્યાં તો તન મળે એ લગ્નનો વિધિ અલી !— ૧

" રે ! પ્રાણુ સાથે પ્રાણુ, પ્રીતિ પ્રીતિથી પ્રીતિ કરે
ચિત્ત ચિત્તથી જોડાય ત્યારે નીતિને ઉભી કરે
રે ! આત્મજ્યોતિ—આત્મ ઉભયો લ્હાણુ લઈ દઈને હસે
સર્વસ્વનું તે ઐક્ય સાચું લગ્ન માનો આ ખરે— ૨

" ત્હારૂં અનુપમ લગ્ન જે ઉત્તમ ક્રિયાથી થઇ રૂડું
તે શ્રેષ્ટ છે સુંદર ક્રિયા સાચી પ્રણુયની સર્વથા
ના કોઇ મૂર્ખ પ્રમાદ એમાં વિક્રિયા કંઇ સ્થાપશે
સાચું સ્વરૂપ ન સ્નેહનું છેદાય છે કોઈ રીતે— ૩

" ઉભય હ્રદયનો ઇશ્ક—એનું લગ્ન છે ઉંડી ગતિ
ને ગહન ત્હેનું તેજ ના સમજી શકાય જ મૂર્ખથી
આદેશ જ્હેની જીંદગીનો સ્થિર ને ઉત્તમ હશે
તે પ્રેમના ઉત્તમ પ્રકારે તેજ તે સમજી શકે— ૪

* * * * * *

" છે લગ્નનો હેતૂ હ્રદયનું રાજ્ય જોવું હર્ષથી
છે લગ્નનો હેતૂ જીવનનો મર્મ જોવો કર્મથી
છે લગ્નનો હેતૂ સમાજ—સ્વરૂપને સમજી જવા
છે લગ્નનો હેતૂ પ્રિયા ! પરમાર્થમાં પ્રીતિ થવા— ૫

“ છે લગ્નનો હેતુ, કંઈ કલ્યાણ કરવા સ્વાર્થનું
છે લગ્નનો હેતૂ, પ્રભૂત્વ પાળવા પરમાર્થનું
સાથે રૂહી સુખ સ્થાનમાં આ દેશને ઉદ્ધારવા
મન, તન અને ધન હોમવાં, એ લગ્નની ઉંચી દશા— ૬

“ શું આપણું એ લગ્નનો હેતૂ નહિ શું પામીએ ?
શું આપણે એ લગ્નનાં લક્ષણ બધાં ના જાણીએ ?
શું આપણે એ લગ્નના ધર્મો બધા પાળી શકયાં ?
ને જો થયું ના એમ તો તો લગ્ન એ વ્હોરી પીડા— ૭

„ વ્હાતી મ્હને તું વ્હાય જો આ દેશને સાચી રીતે
વ્હાતી મ્હને તું જાય જો કલ્યાણ કરવા દેશનું
પ્રીતિ ધરે તે દેશપર ને પ્રેરણા પ્રિયને કરે
પરમાર્થમાં વધતા પતિને સ્હાય જો સાચી કરે. ૮

“ તો શુદ્ધ ત્હારૂં રૂપ, ત્હારા હૃદયનો બળ મંત્ર છે
કલ્યાણ કર તૂજ જીંદગી, સંસારમાં દીપી શકે
ને હું વધું મુજ કર્મથી ને કાર્ય કંઈક કરી શકું
દીપે ઉભય જીવન અને આ હૃદય દીપે હૃદયસુ— ૯

“ ઇચ્છું પ્રિયે ! હું એટલું, બસ એટલું, પુરૂં બધું
જહેમાં થશે કલ્યાણ મ્હારૂં, ત્હારૂં, ત્હારા દેશનું
સાચો અને શાણો પતિ, આ ભાવના ધારી શકે
સાચી અને શાણી પ્રિયા, એ ભાવને અનુસરી રૂહે— ૧૦

ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી.

# સુધાકરની પાપકથા.

## ( પ્રધાન ઉદ્દેશ. )

### ( ૧ )

(૧) પ્રેમનું અસ્તિત્વ અને સત્તા.
(૨) પ્રેમનું સ્વરૂપ.
(૩) પ્રેમનું હૃદય અને જીવન.
(૪) પ્રેમનું પરિણામ.
(૫) પ્રેમનું બંધન.

---

### ( ૨ )

(૧) પ્રેમ એ નીતિની પ્રેરક સત્તા છે.
અથવા (૨) પ્રેમ એ પરમાત્માનું વાસ્તવિક સ્વરૂપ છે.
અથવા (૩) પ્રેમનો અર્થ સંસાર છે.
અથવા (૪) પ્રેમનો અર્થ જીવન છે.
અથવા (૫) પ્રેમ એજ ગતિ છે.
અથવા (૬) પ્રેમ એજ રતિ છે.
અથવા (૭) પ્રેમનો પ્રારંભ એજ જન્મ છે.
અથવા (૮) પ્રેમનો અસ્ત એજ મૃત્યુ છે.
અથવા (૯) પ્રેમ એજ પુનર્જન્મ છે.
અથવા (૧૦) પ્રેમ એજ મુક્તિ છે.

---

( ૩ )

(૧) પ્રેમ કોણ જીરવી શકે?
અથવા (૨) પ્રેમ શું આપી શકે?
અથવા (૩) પ્રેમ ક્યાંથી ઉત્પન્ન થાય છે?
અથવા (૪) પ્રેમ એ તે શું છે?
અથવા (૫) પ્રેમ, એ નીતિ છે કે નહિ?
અથવા (૬) પ્રેમ, અનીતિ ક્યારે થાય છે?
અથવા (૭) પ્રેમ, સુખ-શાન્તિ આપી શકે છે કે નહિ?
અથવા (૮) પ્રેમમાં હેરાન કેમ થવું પડે છે?
અથવા (૯) પ્રેમનો વ્યાપાર કેમ ખેડાય છે?
અથવા (૧૦) પ્રેમનો વ્યાપાર ખેડનારો જીવી શકે છે કે નહિ?

---

( ૪ )

(૧) સુધાકર શું પામી શક્યો?
અથવા (૨) ચંદા શું જોઇ શકી?



# સુધાકરની પાપકથા.

( પ્રથમ ભાગ )

એક કાવ્યગ્રંથ.

---

ગુજરાતનું સર્વોત્તમ સાહિત્ય
અને
રસિકતાનું અપૂર્વ દર્શન.

---

મૂખ્ય પાત્ર :—

(૧) સુધાકર—નાયક, એક આદર્શ આશક.
(૨) ચંદ્રા—નાયિકા, એક આદર્શ માશુક.
(૩) લક્ષ્મી—ચંદ્રાની ધર્મનિષ્ટ માતા.
(૪) પિતા—ચંદ્રાનો પુત્રીવત્સલ ઉદાર પિતા.
(૫) મનહર—સુધાકરનો અંગત સ્નેહી.
(૬) યોગીશ્વર—સુધાકરના સ્વપ્નનો સાથી ( જ્ઞાન-વિવેક ).

---

સુધાકર—એક વિદ્વાન્ રસિક કવિ.
ચંદ્રા—એક ધનિક પુરૂષની અવિવાહિત, રસિક, પ્રેમાળ અને વિદુષી કન્યા.
મનહર—એક સન્મિત્ર.

---

સ્થળ :—કરાચી અને સુધાકરનું મનોરાજ્ય.

---

અમદાવાદ, તા. ૧૦ મી ઑગસ્ટ ૧૯૨૦.

# સમર્પણ.

પ્રિય ભાઈ,

ચિમનલાલ ભાઇશંકર ભટ્ટ.

મુ. નારદીપુર—( ઉ. ગુજરાત. )

આન્તરિક પ્રેમની ઉંડી લાગણીથી

મ્હારૂં આ ન્હાનકડું

પ્હેલું પુસ્તક

ત્હેનેજ

સમર્પણ કરૂં છું

તો

તે સ્વીકારી આ મિત્રને

કૃતાર્થ કરજે.

લી.

સ્નેહાંકિત

ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી.

તે

જેઠાલાલ નાથાલાલ દવે.

નારદીપુર—( ઉ. ગુજરાત. )




લક્ષ્મીદેવીનો કંઇક થોડો ઘણો યોગ થતાં મ્હારા અપ્રસિદ્ધ સાહિત્યમાંનું એક ન્હાનકડું પુસ્તક, આજે પ્રસિદ્ધ થાય છે એને માટે મ્હારો અંતરાત્મા પ્રસન્ન થાય એ કંઇ આશ્ચર્યજનક નથી–અને એ યોગ થવા બદલ હું મ્હારા ભાગ્યને અહોભાગ્ય સમજું છું.

આ પુસ્તકને માટે લાંબી પ્રસ્તાવનાની આવશ્યકતા નથી. ત્હેમજ તેને અંગે અગત્યની બાબતો આની અગાઉનાં કેટલાંક પૃષ્ટોમાં આવી ગઇ છે, ત્હેનેજ હું સંપૂર્ણ માની અહિં વિરમું છું.

સમાજ મ્હારી આ નિર્જીવ લ્હાણને વધાવી લેશે અને વિદ્વાન્-વર્ગ એના પ્રતિ સહાનુભુતિથી જોશે તો હું કૃતાર્થ થઇશ–બસ એજ આથી વધારે આવા એક ન્હાનકડા પુસ્તક માટે શું હોઇ શકે ?

સંવત ૧૯૭૯ જન્માષ્ટમી

સેવક
લેખકઃ–ચાતકચન્દ્ર નાગર દ્વિવેદી.

---

## આભાર પ્રદર્શન.

લક્ષ્મીદેવીનો કંઇક થોડો ઘણો યોગ કરી આપનાર મ્હારા એક સન્મિત્ર રા. રા. રામશંકર અનુપરામ જહા મુ. ઉના ઉ. તા. કલોલ—ઉ. ગુજરાત. એમ્હનો અંતઃકરણપૂર્વક આભાર માનવાની આ સ્થળે તક લઉં છું.

લી. "લેખક."

# જાહેર ખબર.

આર્થિક સહાય હશે તો આ લેખકને નીચેનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવા તિવ્ર ઇચ્છા છે.

૧ માર્ગદર્શક મોહીનિ ( પ્રથમ અવતાર ) પૃષ્ટ ૧૫૦.
૨ ચૈતન્ય-વીણા ( એક કાવ્ય ગ્રંથ ) પ્રથમ ભાગ-પૃષ્ટ ૬૦૦.
૩ કલ્પના કે સત્ય? (એક અપૂર્વ નવલકથા) પ્રથમ ભાગ-પૃષ્ટ ૪૮૦.
૪ „ „ દ્વિતીય ભાગ-પૃષ્ઠ ૫૦૦.
૫ અદ્વૈત-વીણા અથવા સુધાકરની પાપકથા ( દ્વિતીય ભાગ )
આ પુસ્તકનો બાકીનો તમામ ભાગ ટીકા સાથે-પૃષ્ટ ૩૫૦
૬ ચમત્કાર! ( એક નવલકથા ) પ્રથમ ભાગ પૃષ્ટ ૨૦૦.
૭ „ „ દ્વિતીય ભાગ પૃષ્ટ ૩૦૦.
૮ દૃશ્ય અને દૃષ્ટા ( એક ચિત્ર. )
૯ આનું નામ તે ઉદ્ધારક! ( એક નવલકથા-કટાક્ષ સાહિત્ય )
૧૦ વસન્ત-કોકિલા અથવા ભૂતયજ્ઞ આશ્રમ. (પ્રથમ ભાગ)
( એક આદર્શ નવલકથા ) પૃષ્ટ ૬૦૦.

લેખક:—

ચાતકચન્દ્ર નાગર ત્રિવેદી
તે
જેઠાલાલ નાથાલાલ દવે.
નારદીપુર-( ઉ. ગુજરાત )-હાલ અમદાવાદ.

☞ તા. ક. આર્થિક સહાય કરનાર ઉદાર સહાયકો જોઈએ છીએ.

શ્રી

ચાંતક ચન્દ્ર નાગર દ્વિવેદી કૃત પુસ્તકમાલા ગ્રંથ. ૧

# સુધાકરની પાપ કથા.

## (પ્રથમ ભાગ)

(એક કાવ્ય ગ્રંથ)

## ગુજરાતનું સર્વોત્તમ સાહિત્ય
અને
## રસિકતાનું અપૂર્વ દર્શન.

---

### આરંભસુચન.

---

“જે પ્રેમમય જીવન ગયું, જે પ્રેમના વ્યવહારથી,
જે પ્રેમથી મ્હારૂં હૃદય, રમતું થયું રસભાવથી,
ઉત્ક્રાન્તિની ઉંચી કલા, ઉંચી મજા એને લીધે,
આવી અનુભવમાં મ્હને; એ પ્રેમ મ્હારો મંત્ર છે.” ૧

× × × ×

"આશાપથે આશક થતાં, માશુકમાં માહી રહ્યો,
માશુક એ મ્હારૂં હ્રદય—મ્હારૂં જીવન હું માનતો,
જોઇ શક્યો જીવનારના, જીવનતણાં સૂત્રો બધાં,
સાચાં સ્વરૂપ હ્રદય રચે, એ પ્રેમની રસ ઐકયતા." ૨

"હું પ્રેમમય કંઇ પ્રેમપંથે, પ્રેમને પામી શક્યો,
તે પ્રેમ મ્હારી જીંદગીના, સત્વનું સાધન થયો,
સાધન વડે સિદ્ધિ મળીને, સુખ—દુઃખ ભણી શક્યો,
સંસારનું જે સ્વર્ગ, ત્હેમાં દેહને હોમી શક્યો." ૩

× × × ×

"સુધા સમાન સ્વરૂપ, જ્હેનો રંગ દિવ્ય અગાધ છે,
સુધા સમાન પ્રકાશ, જ્હેનું તેજ દિવ્ય વિશાલ છે,
પરમાત્મ છે, રસઆત્મ છે, વ્યવહાર છે, વેદાન્ત છે,
જીવનારને જીવાડનારી, શક્તિ એક અમાપ છે. ૪

જે ત્રાસમાંથી ત્રાસના, પરિતાપ દૂર કરી શકે,
જે દુઃખમાંથી દુઃખનાં, દારિદ્રય દૂર ધરી શકે,
વ્યવહારનું વેદાન્ત થઇ, વ્યવહાર સઘળા સાચવે,
તે પ્રેમ—પૂન્ય સ્વરૂપ, ત્હેનો માર્ગ—મોહ અપાર છે." ૫

× × × ×

"જ્હેણે રચ્યું છે આ જગત, ત્હેણે રચી છે એ કલા,
જ્હેણે બતાવ્યું વિશ્વ ત્હેનું, મૂળ તેજ વિશાળ આ
જ્હેણે કર્યાં છે કાવ્ય કંઇ, નિઃસર્ગને ગાવા બધે,
તે ગાન મીઠાં મોહમય, રસમય બધાં એ પ્રેમ છે." ૬

"નિ:સર્ગની ઉત્તમ કલા–નિ:સર્ગની ઉત્તમ મજા,
નિ:સર્ગનું પરિણામ મીઠો, એ પ્રણય છે ઐક્યતા,
રસ બુદ્ધિજન્ય જીવન રચે છે, એ હૃદયની મોહીનિ,
પ્રારંભનો એ પ્રેમ જીવે છે, અહો! મરતાં સુધી. ૭

તે પ્રેમ તેજ વિશાલ, ત્હેનો ધર્મ સર્વ વિશાળ છે,
ને પ્રેમ ઐક્ય અગાધ, ત્હેનું સત્ત્વ સર્વ અગાધ છે,
સૌ મૂર્ખ માત્ર મનુષ્ય, એને આશ્રયે ઉંચાં જતાં,
અનુભવ મધુરી ઐક્યતાનો, એજ ઉંચી વિદ્વતા. ૮

વેદાન્ત વીર્ય રચી શકે, આ વિશ્વ એના આશ્રયે,
એને લીધે આ દ્રવ્ય, જીવનનાં બધાં ઉભાં રૂહે,
દેખાય છે દુનિયા બધી, એને લીધે–એને બળે,
ના પ્રેમ સત્વવિના, કદી સંસાર આ જીવતો રૂહે. ૯

છે જન્મ એ શરૂઆત એની, એમ બુદ્ધિ પ્રમાણુતી,
મૃત્યુથી મૂર્ખ મનુષ્ય જીવ્યો, વાસના વ્યવહારથી,
રસ પ્રેમનું ઉત્તમ હૃદય, એ વાસના વારી રૂહે,
પરિમિત જીવન થાય, ઉત્તમ પ્રેમની સુધા વડે." ૧૦

× × × ×

"સંસારના ઉંડા બધા, એ ભેદ દર્શાવી શકે,
વિધવિધ વાની વિશ્વની, વ્યવહાર એ પામી શકે,
અદ્રવ્ય કે સૌ દ્રવ્ય બુદ્ધિ, પદાર્થ એને પામતાં,
એને લીધે વિધવિધ સઘળા, ખેલ દ્રવ્ય થતા જતા." ૧૧

"સ્થિર સત્ય, એક અનુપ, મૂળ સ્વરૂપ માત્ર મનુષ્યનું
જીવન સ્વરૂપ હૃદયરતિના, સત્વ બળને ધારતું,
દર્શાવતું દુનિયા બધી ને, ઐક્ય તેજ વિકાસતું,
ને ગાન મીઠું એ ગતિનું, થઇ રતિ રસ આપતું." ૧

× × × ×

"જીવન નથી પરિમિત એ, સિદ્ધાંત સત્ય જણાય છે,
તે પ્રેમ–તેજ પ્રકાશથી, સંસાર શુદ્ધ મનાય છે,
અવિનાશી એનું સ્વરૂપ, આશકને જીવન બળ અર્પતું,
એનો પ્રયોગ–પ્રકાશ, એનો યોગ એ જીવવું બધું." ૧૩

× × × ×

"એ છે જીવન, એ છે હૃદય, એ છે રતિ, એ છે ગતિ
એ છે અનુપ, અમૂલ્ય, એની આકૃતિ ઉત્તમ થતી,
એ છે અનુભવ–ઐક્ય, એ છે વાસના એ વેદ છે,
પરિતાપ કે કંઈ ત્રાસ, દુઃખ અશાન્તિ સુખ સ્વરૂપ છે. ૧૪

જીરવી શકાય નહિ જીવન, જો પ્રણય પામી શકાય નહિ,
જાણી શકાય નહિ જગત્–બળ, પ્રેમ–પૂન્ય પમાય નહિ,
માની શકાય નહિ હૃદય, રસબુદ્ધિનું ધારક કદી
વ્યવહારમાં જો પ્રેમનાં, સુધા–પ્રભુત્વ પીવાય નહિ. ૧૫

કદી પ્રેમ ત્રાસ પીડા રચે છે ને હૃદયને ચીરતો,
બેહાલ હાય! બિમાર થાય, હૃદય અનુભવ ઇશ્કનો,
કદી ભ્રષ્ટ થાય જીવન અને, દુનિયા બધી ખારી થતી,
તોયે પ્રભુત્વ ન પ્રેમનું નિંદાય એવી રીતથી." ૧૬

"જીરવી શકાય ન પ્રેમ તો તે પ્રેમથી પીડા થતી,
જીરવી શકાય ન સત્ય એતો દુઃખ–પીડા જન્મતી,
જીરવી શકાય ન ઐક્ય એતો વિશ્વ આ ખાઉ બને,
જીરવી શકાય નહિ જીવન જો પ્રેમ જીરવી શકાય ન એ." ૧૭

× × × ×

"સંબંધ આ સંસારનો, બંધાય છે પ્રીતિ વડે,
જીવન સ્વરૂપ રચાય રંગે માત્ર એ નીતિ વડે,
છે સત્ય બુદ્ધિ–સત્ય નીતિ–પ્રેમ પ્રીતિની ક્રિયા,
છે પ્રેમ એ પ્રારબ્ધ એની યોગ્યતા જીવન–કલા." ૧૮

"જે પ્રેમને માટે ડૂબ્યું તે પ્રેમથી તરતું થતું,
ના પ્રેમ એ દુર્ગુણ કદી દુઃખ એ પથે ના પ્રકટતું,
છે પ્રેમ તો ઉત્તમ પ્રતિમા તે પ્રભૂ પરમાત્મની
છે પ્રેમ એ નીતિ અને જીવન હૃદયના આત્મની. ૧૯

જો કે નથી હું પ્રેમમાં રસ–સુખ કંઈ જોઇ શકયો,
ના સુખમય તે સ્નેહનો વ્યવહાર કંઇયે પરવડયો,
પામ્યો ન ઇષ્ટ પદાર્થ, પામ્યો ત્રાસ ને હાનિ થઇ,
તોયે ન પ્રીતિની અનુપમ રીતિને નિંદાય નહિ." ૨૦

× × × ×

"હું"

"હું કોણ શું કર્ત્તવ્ય મ્હારૂં તે બધું સમજાવવા,
મ્હારૂં હૃદય મથતું હવે આલેખવા મ્હારી કથા,
મ્હેં શું કર્યું? શા કારણે? શી રીતથી? શા ધૈર્યથી,
શો પ્રેમ? શો સંસાર આ? શાને જગત્ એ જીવનથી. ૨૧

મ્હારી કથા મ્હારા હૃદયના જીવનનો રસ સાર છે,
મ્હારી કથા મ્હારા હૃદયના પ્રેમનો વ્યવહાર છે,
મ્હારી કથા મુજ યોજના—મુજ ભાવના કર્તવ્ય છે,
મ્હારી કથા મ્હારા મનોબળનો મહાન્ સુમંત્ર છે. ૨૨

મ્હારી કથા છે પાપ મ્હારૂં—પ્રેમ મ્હારો કંઇ ગણો,
મ્હારી કથા છે ઇષ્ટ મ્હારૂં—શ્રેષ્ટ મ્હારો કાયદો,
મ્હારી કથા છે કાવ્ય મ્હારૂં—ગાન મ્હારૂં કંઇ ગણો,
મ્હારી કથા મ્હારા હૃદયના રાજ્યનો છે કાયદો. ૨૩

છે પ્રેમ એ કે પાપ એનો પ્રશ્ન હું કરતો નથી,
પામી શકયો હું પ્રેય એ રસ્તે કે નહિ ગણુતો નથી,
જાણી શકયો હું જીંદગી વ્યવહાર, એ આચારથી,
કે નહિ કંઇ ત્હેના વિષે ચિંતા કંઇ કરતો નથી. ૨૪

સાધન વિનાનો સ્વાર્થ પૂરો થાય છે પ્રીતિ વડે,
તે તત્વ કંઇ સમજાવવા મ્હારી કથા આ રમ્ય છે,
છે રમ્ય કંઇ એનું હૃદય—એનું જીવન અવધિ વિના,
કંઇ હેતુ ગમ્ય પદાર્થ છે આ સ્નેહની સીધી ક્રિયા." ૨૫

"મ્હેં મોહમય પ્રીતિ વડે, પ્રીતિ પ્રભૂની પામવા.
હોમ્યું હૃદય ઉદ્ધત થઇ, આદેશ ઉંચો સાધવા,
કલ્પિત કાર્ય કવિ તણું ને કલ્પના કંઇ પ્રેમની,
તે સ્વાર્થ સાધન થઇ રહ્યાં—ને યોજના ઉત્તમ થઈ. ૨૬

હું મૂર્ખ કે તે મોહ મ્હારો—પ્રેમ મ્હારો કે પ્રિયા ?
તે પ્રશ્ન કરવાને હવે અવકાશ કંઇજ રહ્યા ન હા !
ઉંચે ગયો—ઉડયો ફરી તે રે ! ન નીચે આવવા
ઇચ્છિત ઉર ભરાય ત્યાં અવકાશ કોણ પદાર્થના ? ૨૭

કોઇ કવિને કાવ્ય મ્હારા પ્રેમનાં ના પરવડે,
કોઇ હૃદયને મુજ હૃદયનું પાન કરવું ના પડે,
જુદું જીવન જંજાળથી, જંજાળ કંઇ જુદી રચે,
છે માર્ગ મ્હારા, તેજ, તાજા, ભિન્ન આ સંસારથી. ૨૮

અવધિ વિના અપરાધ મ્હારા ઇશ્કનો શું ક્ષમ્ય ના ?
મ્હાતો હતો જહેને હૃદય તે શું હૃદય મ્હારૂં ન આ ?
ભૂતકાળ ભ્રષ્ટ થઇ જતાં શું પ્રેમને શોધાય નહિ ?
આશક હતો જહેનો કવિતા કાવ્ય ત્હેનાં થાય નહિ ? ૨૯

મ્હેં તો મનુષ્ય સ્વરૂપ મ્હારૂં સાચવ્યું છે શબ્દથી
વ્યવહારના વૈચિત્ર્યથી ને સ્નેહના સંસારથી,
આશક હૃદયના ઇશ્કથી ને અંત્ય ઐક્ય સ્વભાવથી,
પ્રિયા પ્રભૂત્વ વડે પ્રભૂતા પ્રેમની ઉત્તમ હજી. ૩૦
અગમ્ય જે ઉત્તમ કળા મ્હારા હૃદયની માનમાં,
દર્શાવવા તે દિવ્ય સત્તા યત્ન આ કીધા બધા,"

"બોલી શક્યો ના બોલ જે કંઇ જીભથી તે હૃદયથી,
સિદ્ધાંત તેજ સ્વરૂપના સમજી જશે દુનિયા બધી." ૩૧

કર્ત્તવ્યનો આદેશ અંતરથી હજૂ ઘટતો નથી,
મંતવ્યનું મીઠું હૃદય સંસ્કારથી છૂટું નથી,
સાચી સ્મૃત્તિ છે સ્નેહની ને સ્નેહના સંસારની,
ચંદ્રા વિહીન વિચાર એકકે મુજ હૃદયમાં છે નહિ. ૩૨

"સંપૂર્ણ સાધન સ્નેહનું, વ્યવહારના વિચારનું
બળબુદ્ધિનું ઉત્તમ જીવન, કર્ત્તવ્ય નીતિ ન્યાયનું
મંતવ્ય મોહ પ્રકારનું, જ્ઞાતવ્ય બળ ગુણ સારનું
ઉદ્દેશ ઉત્તમ જીંદગીનો માત્ર હું પ્રિયને ગણું. ૩૩

પ્રીતિ પદાર્થ વિવેક ત્હારા સ્થાનમાં ઉભો થતો
આશા ભરેલો મોહનો નિશો ઘણો ઉંચે જતો
રસ સ્નેહનો રસ્તો પ્રભૂએ માત્ર તે ઉભો કર્યો
પ્રિયત્તમ પદાર્થ મ્હને મળ્યો મુજ સ્વાર્થ સૌ સાચો થયો. ૩૪

પ્રીતિ પ્રભુત્વ હજૂ મ્હને ઉત્તમ અનુપમ અર્પતું
કર્ત્તવ્યનું બળ ગાન મ્હારૂં ભાન ભક્તિ ભર્યું થતું.
સાચું સ્વરૂપ સુધા ભર્યું સુંદર અને સ્નેહી થતું
હું ગાઉં મ્હારાં ગાન ત્હેમાં સુખ મ્હારૂં પ્રકટતું. ૩૫

ચંદ્રા વિહીન વિચાર બુદ્ધિ ત્રાસનું કારણ થતુ.
ચંદ્રા વિહીન વિવેક, ત્હેમાં ભાન મ્હારૂં સૌ જતું
ચંદ્રા વિહીન કર્ત્તવ્ય કંઇ કરવું મ્હને ગમતુ નથી
ચંદ્રા ત્યજી ચંચળ હૃદય—ચિત્ત—ચિત્ત સ્વાસ્થ્ય થતું નથી." ૩૬

"યુગાન્તરે અવનિ ઉપર આ પ્રેમનો ઉત્તમ નિશો,
ના શાન્ત થાય, સતેજ ત્હેનો ધર્મના ડૂબી જતો,
રે ! પ્રેમ પ્રિયાનો વળી કંઇ પ્રેમ તે પિતા તણો,
તે માત્ર છે ઉદ્દેશ ઉત્તમ સ્વાર્થનો સંસારનો. ૩૭

પ્રિયત્તમ પ્રિયાને ચ્હાય નહિ તે ચ્હાય શું તે તાતને ?
જ્હેનું હૃદય રસમય નથી તે ભક્તિમય કંઇ થાય શેં ?
પ્રીતિ પ્રભૂની પૂર્ણ છે ઉદ્દેશ આ સંસારનો,
તે સ્થાન માત્ર સધાય જ્યારે પ્રિયનો પ્રિયતમ થતો." ૩૮

× × × ×

"ધીમે ધીમે કંઇ ધૈર્યથી, આશાભર્યા વ્યવહારથી,
વિચારના વેદાન્તથી, વ્યવહારના રસ સારથી,
કર્તવ્યના કંઇ ભાનથી, માશુકના કંઇ મોહથી,
મંતવ્યના મોહાન્તથી, પ્રીતિ પ્રભૂની પ્રકટતી." ૩૯

× × × ×

"જે ભક્તિની શક્તિ સુધાકર સ્નેહને રસ્તે જતી
સિદ્ધિ સ્વરૂપ સધાય ત્હેની સાધનાના શબ્દથી
કોઇ કવિનું કાવ્ય મીઠું ગાન ત્હેના ધર્મનું
ત્હેણે રચ્યું છે જે હૃદય તે હૃદય તેના સ્વાર્થનું." ૪૦

"તે માર્ગ મોહ મનુષ્ય ભુલ્ રૂપને ધારી રહે
ત્હેવી અનુપમ શક્તિ ભક્તિની પ્રભુને પરખડે
રસ પ્રેમનું ઉત્તમ હૃદય આ સત્યને સમજી શકે
કે પ્રેમ છે પ્રિયા તણો સાચો પ્રભૂને આશરે." ૪૧

"શોધી શકાતો સ્વાર્થ જે પરમાર્થ તે પ્રીતિ તણો
ને ત્રાસ તાપ ત્યજાય તે ઉત્તમ પ્રતાપ નીતિ તણો
ને દેહ દેહ ત્યજી શકે ને મૂળ રૂપે પ્રકટતો
ઉત્તમ-અનુપમ કાયદો એ માત્ર છે સિદ્ધિ તણો." ૪૨

× × × ×

"હું સર્વ અંશે કાવ્ય મ્હારાં ગાઉં છું પ્રિય ગાનનાં
અસ્થિર યુવાની અમલમાં આવતી હદ ભાનમાં
હદ ઐક્યતાનું જે હ્રદય મુજ હ્રદયમાં ગતિ અર્પતું
ગતિ તે રતિ રસમય થતી ને જીવનનું બળ પ્રકટતું. ૪૩

અંતર્ હ્રદયમાં યોગ્યતા સાચી પ્રભુતા પ્રકટતી
તે સર્વ છે સામર્થ્ય ત્હારૂં-ઐક્ય ત્હારૂં મીઠડી !
દેખાય નહિ તે દેખવું, આદેશ ત્હારા ઐક્યનો
પોષાય નહિ તે પોષવું તે સૌ પ્રતાપ પ્રિયા તણો. ૪૪

જ્યારે અનુભવ ઇશ્કનો ઉત્તમ થતો અંતર્ હદે
ત્યારે જીવાય-જણાય હેતૂ જીવનનો ને હ્રદયનો
સામર્થ્યની સ્થિતિ પ્રભુતામય પ્રભૂએ જે કરી
સામર્થ્ય તેજ સધાય સાચું માત્ર તારા સ્વાર્થથી. ૪૫

પાપી હ્રદય પુનિત થઇ સાચી સઘનતા સાચવે
તે છે પ્રતાપ પ્રિયા તણો એવું કહે છે કાયદો
વિચાર બુદ્ધિ વિવેક જીવન યોગ્યતાને આદરે
ને સ્વાર્થ સાચો સ્નેહનો સ્થિતિપરત્વે પરવડે. ૪૬

અદ્રષ્ય ઉત્તમતા અનુભવ ઇશ્કનો આંખો વડે
દેખાય છે દિશા બધી દુનિયા તણી જુદી બળે

ના એક ના એ ગણત્રી સુક્ષ્મ જીવનની થતી
પોષાય પ્રેમ પ્રભૂત્વ તે માયા મનોહર સર્ગથી." ૪૭

× × × ×

"ચંદ્રા સ્વરૂપ સમક્ષ મ્હારૂં રૂપ ઉત્તમ થઇ ગયું
તે પ્રેમનો વ્યાપાર ત્હેનું તત્ત્વ ઉત્તમ બહુ મળ્યું
માની શક્યો હું મોહ તે મુજ બુદ્ધિની ઉત્તમ મજા
પ્રીતિ પદાર્થ વિવેકથી ઉત્પન્ન થઇ કંઇ ઐક્યતા. ૪૮

એનો અનુભવ યંત્રવત્ મ્હારૂં હૃદય મથતો હતો
મન્મથ મનુષ્ય સ્વરૂપ મ્હારાં ગાત્ર કંઇ રચતો હતો
રોતું હૃદય હસતું થયું રસ સ્વપ્નના સંસારથી
સુધા સ્વરૂપ સુધા થઇ દર્શાવતું ઉત્તમ રતિ ૪૯

ન્હાની વયે નયનો હતાં પ્રીતિ પ્રભૂની પામવા
મ્હોટી વયે મન મોહમાં મથતું થયું સુખ સાધવા
પ્રીતિ વડે પ્રિયા થઇ નીતિ થઇ વધતી ગઇ
મુજ સ્વાર્થ કે મુજ ભાવનામાં માત્ર તે ચંદ્રા રૂહી. ૫૦

પ્રીતિ હશે શું-પ્રેમ શું-તે સર્વ કંઇ જોઇ શક્યો
ભૂતકાળના પ્રશ્નો તણો સાચો નિવેડો થઇ ગયો
જોવું હતું જે કંઇ નયનથી તે બધું જોઇ શક્યો
લેવું હતું જે કંઇ હૃદયથી તે બધું હું લઇ શક્યો. ૫૧

સંસાર સ્વર્ગ સમાન કેમ ગણાય તે પ્રશ્નો ઘણા
મન્મથ મનુષ્ય સ્વરૂપથી-રસ દેહથી સમજાય આ
પ્રીતિ પમાય પ્રભૂત્વથી પ્રીતિ પ્રભૂત્વ અનુપ છે
યુગાન્તરે અવનિ ઉપર જ્યાં પ્રેમ મૂળ સ્વરૂપ છે." ૫૨

"ગુરૂ ભણાવે વેદ કંઇ વ્યવહારના—વ્યાપારના
રસ બુદ્ધિના—રસ પ્રેમના—જન સૂત્રના સંસારના
તે સર્વ શાસ્ત્ર, સુવાગ-છના બળ ઐક્યતા, બળ ભાવના
સંકલ્પમાંથી શ્રેષ્ટ થઇ પામ્યો હું સર્વ પદાર્થ આ. ૫૩

જોવું હતું જે સર્વ કંઇ જોતાં હૃદય ઉન્મત્ત થયું
પ્રીતિ વડે રમતું હૃદય ચંદા ભણી વ્હેતું રહ્યું
અસ્થિર યુવાની વડે જે કર્મ કંઇ કરવાં ઘટે
તે કર્મ કરતાં કાવ્ય પામ્યો આ પ્રભુત્વજ પ્રેમ છે. ૫૪

ઉત્તમ હતો હું શી રીતે ? ઉત્તમ અત્યારે કાં નથી ?
હું શ્રેષ્ટ કે અધમ હવે, ને પ્રશ્ન હું કરતો નથી
ભૂતકાળ સુખ ભર્યો ગયો કે દુઃખનું કારણ હતો ?
કે વર્ત્તમાન સ્વરૂપ છે મ્હારો ફજેતો—ફાયદો ? ૫૫

ઉત્તમ મનુષ્ય સ્વરૂપ ઉત્તમ શી રીતે રૂહેતું હશે ?
ઉત્તમ મનુષ્ય સ્વરૂપ નીતિપથ પરે શેં રૂહી શકે ?
ઉત્તમ મનુષ્ય સ્વરૂપ ઉત્તમ તેજ કેમ ત્યજી શકે ?
સંસાર સ્વાર્થ સધાય ના તો જીંદગી શાને ટકે ? ૫૬

શું પ્રેમ એ છે પાપ કે સાચી સુનીતિ વિશ્વની ?
શું પ્રેમથી પીડા થશે કે સુખ—સ્થિતિ જન્મતી ?
શું પ્રેમથી ઉત્તમ મનુષ્ય સ્વરૂપ અધમ થઇ જતું ;
કે પ્રેમનો વ્યવહાર નીચો ? ઐક્ય એનું ત્યાગવું ? ૫૭

શોધી શક્યો ના સ્વાર્થ જે સંસારમાં પ્રીતિ વડે
તે પ્રેમ વિના જીંદગીનાં સત્વ શું જોઇ શકે ?

સંસાર સિદ્ધિનું સબલ સાધન પ્રભુતા પ્રેમની
તે વાત જો સાચી ઠરે તો પ્રેમ ક્યાં નીતિ નહિ ?" ૫૮
"કોઇ કહે છે કે પ્રભુતા પ્રેમની જુદી બધી
કોઇ કહે છે કે મનુષ્યો પ્રેમથી મરતાં નથી
કોઈ કહે છે કે મનુષ્યો પ્રેમને લીધે રડે
કોઇ કહે છે કે મનુષ્યો પ્રેમને લીધે જીવે. ૫૯
"માયા નથી એ પ્રેમ જુઠો, ના ઠગાઇ ના પીડા
ના પ્રેમ એ છે મૂર્ખ મનનો મોહ માયા બાંધવા
ના તેજ ત્હેનું વિશાલ બુદ્ધિ ભ્રષ્ટ કદી કરતું નથી
માયિક મોહ વિના મનુષ્ય સ્વરૂપ તેજ થતું નથી. ૬૦
સંકલ્પમાં જે શ્રેષ્ટ પ્રીતિ નીતિને ઉભી કરે
એને લીધે ઉત્તમ મનુષ્ય જરૂર જીવન પામશે
વિભિન્ન વિચારો વડે દુનિયા બધી છેદાય છે.
તોયે પ્રભુત્વ ન પ્રેમનું નીતિ વડે નિંદાય છે." ૬૧
"વિરાગ યોગ પ્રકારથી સંસાર શુષ્ક જણાય છે
માયિક મોહ ત્યજાય ત્હેના હાલ ભૂંડા થાય છે
સિદ્ધાંત આવા છે બધા જુદા જુદા સંસારમાં
જે પ્રેમ પ્રીતિ પરત્વે ત્હેના ભેદ સર્વ પમાય આ. ૬૨

× × × ×

"માયા મનોહર થાય નહિ ને પ્રેમ પૂર્ણ સધાય નહિ
તો સ્વાર્થ શો જીવન તણો પૂરો થયો એ ન્યાયથી ?
કર્ત્તવ્યનું મંતવ્ય મ્હારા માનમાં એ પ્રેમ છે
પ્રિયા તણો-પત્ની તણો-સાચો હૃદયનો સ્વાર્થ એ." ૬૩

## "ચંદાને"

"ચંદા ચતુર મધુર હારી આકૃતિ તાજી હજૂ,
મ્હારા હૃદયમાંને સ્મરણમાં વાત ના ભૂલું હજૂ,
તુજ પ્રેમપંથે પ્રેમ પામી પ્રેમમાં ગાંડો થયો,
તે પ્રેમમાં સાધી શકયો હું સ્વાર્થ કે દુઃખી થયો? ૬૪

તે પ્રશ્ન હું કરતો નથી કે દુઃખ કંઈ ધરતો નથી,
મ્હારો ફરજો તો મ્હેં કર્યો કે ત્હેં કર્યો, ગણુતો નથી,
જે કંઈ થયું તે થઈ ગયું, પરવા હવે એની નથી,
ભૂતકાળની ભૂલો ઉપર ચિંતા હવે કરવી નથી. ૬૫

તુજ પ્રેમ છે ત્હારૂં જીવન, અદ્દ્ભુત ને આશાભર્યું,
ત્હારૂં હૃદય છે તેજ ત્હારૂં, પ્રેમ ને નીતિ ભર્યું,
ત્હારૂં હૃદય છે ઐક્ય ત્હારૂં, સ્થાન ત્હારૂં હે સખી!
ત્હારૂં હૃદય અદ્દ્ભુત છે ઔદાર્ય ત્હારૂં મીઠડી! ૬૬

તું હોત ના તો આ સુધાકર સ્નેહ શું જાણી શકે?
તું હોત ના તો આ સુધાકર, પ્રેમ શું પામી શકે?
તું હોત ના તો આ સુધાકર, શેં સુધા વરસાવતો?
તું હોત નાતો કાવ્ય મ્હારાં કોણ શેં ગાતો હતો? ૬૭

તું કોણ? ત્હારૂં રૂપ શું? તુજ તેજ શું? ગૌરવ વળી!
દુનિયા ન તે જાણી શકત, તુજ ભાવના–ભક્તિ કદી
ત્હારૂં હૃદય–ત્હારૂં જીવન–તુજ સ્થાન કે તુજ માન કંઈ,
સુધા સમાન રસિક હૃદયને હૃદય દીધું હોત નહિ." ૬૮

"બંને હૃદય ઉન્મત્ત થયાં-ન્હાતાં થયાં-ચંચળ થયાં,
વ્યવહાર એ વેદાન્ત છે, આ કાવ્યનું એ મીઠડી !
જે પ્રેમ-ત્હેનો ધર્મ-ત્હેનાં ગાન ઉભાં થાય છે,
ઉભય હૃદય ઓજસ્ ભર્યાં આ કાવ્યમાં ઉભરાય છે. ૬૯

સાચી હતી-સુંદર હતી-પ્રેમાળ ને મીઠી હતી,
ગુણજ્ઞ ને જ્ઞાતા હતી, રસ ઐક્યના વ્યવહારની,
મોહક હતી-શોધક હતી, સંસારના સંસારની,
ઉત્તમ અને અદ્દભૂત ગુણો એજ છે મ્હારી કૃત્તિ. ૭૦

આ કાવ્ય છે મ્હારી કૃત્તિ પણ તેજ છે ત્હારા વડે,
આ કાવ્ય છે મ્હારૂં હૃદય પણ પ્રિય ! તુજ જીવન વડે,
આ કાવ્ય મ્હારૂં ગાન છે પણ ગાન તે ગાનારનું,
આ કાવ્ય મ્હારૂં માન છે પણ માન તે ત્હારૂં બધું. ૭૧

આ કાવ્ય છે કંઇ સ્વાર્થ મ્હારો, માત્ર તુજ ઔદાર્ય છે,
તું શ્રેષ્ટ ત્હારૂં તેજ ત્હારૂં શ્રેષ્ટ તું સરદાર છે,
ત્હેં જે કર્યું છે તે બધું આલેખવા મ્હારી કલા,
મ્હારા હૃદયના રાજ્યમાંથી જન્મતી તોયે પ્રિયા ! ૭૨

પરિમિત છે-સંપૂર્ણતા-સુંદર નથી-મોહક નથી,
છે માત્ર ત્હેમાં ચિત્ર ત્હારાં પ્રેમની ગાંડાઇથી,
આછાં અને અતિભ્રષ્ટ તોયે પ્રેમને લીધે પ્રિયા,
ઉત્પન્ન થઈ આશક હૃદયથી, કાવ્ય રૂપે આ ક્રિયા. ૭૩

તો ક્ષમ્ય ગણજે સાધુતા ત્હારા હૃદયમાં સ્થાપતી,
દર્શાવજે ઉત્તમ દયા તુજ હૃદયના સ્વામી પ્રતિ,

ને પ્રેમ પ્રીતિનું અનુપમ ચિત્ર તુ સમજી જજે,
ને તુજ હૃદયના રાજ્ય ગુરૂને હૃદયથી પામજે." ૭૪

× * × ×

"અવધિ નથી અનુપમ હૃદયની સ્વાત્મ ભાવ પ્રકાશની
છે સત્ર તુજ વિશાળ ત્હારી જીંદગીના ભાવથી,
ત્હારો મનોહર દેહ ત્હારી દિવ્યતાનું સ્થાન છે,
કર્ત્તવ્યમાં છે કાવ્ય ત્હારાં પ્રેમનાં તે ગાન છે. ૭૫

નિંદાય નહિ નારી પ્રતિષ્ઠા શ્રેષ્ટ ત્હેનું સ્થાન છે,
ત્હેં જે કર્યું છે તે બધું મ્હારૂં હૃદય અભિમાન છે,
ભૂલ્યો નથી હું ભાવ જે, કર્તવ્ય જે ચાલુ હજૂ,
ત્હેની મહત્તાનો મનોરથ સ્વપ્ન તે ચાલુ રૂહ્યું.

ચિંતા ત્યજી ચિત્તમાં રૂહી ને ચિત્તને ચોરી શકી,
એવો અનુપમ યોગ ત્હારો કેમ તે ભૂલાય કંઇ ?
તુજ સ્વાર્થનો પરમાર્થ મ્હારી જીંદગીને સાધતો,
ત્હારો પ્રતાપ પુનિત ત્હારો પ્રેમ મ્હોટો કાયદો.

જે કાયદાથી કાવ્ય મ્હારાં જન્મતાં ને પ્રકટતાં,
જે કાયદાથી મુજ હૃદયમાં પ્રેમ જ્યોતિ પ્રકટતી,
જે કાયદાથી મુજ હૃદય ત્હારા હૃદયને પ્રચ્છતું,
તે કાયદો ઉત્તમ ઘણો સામર્થ્ય એ સુધાતણું, ૭૮

ત્હારી પ્રશંસા થાય નહિ, ત્હારૂં હૃદય વરણાય નહિ
ત્હારો પવિત્ર સુધર્મ સાચો સ્વાર્થથી છેદાય નહિ,

મ્હારી ભલે તું છે તથાપિ હું ત્હને પામું નહિ,
સાથે રહી સુખ ભોગવ્યું તોયે ત્હને જાણું નહિ !" ૭૯

"જ્યારે ત્હને ન્હાતાં શીખ્યો ત્યારેજ હું યોગી થયો,
આચાર ને વિચારમાં મ્હેં ભાવ જ્યાં ત્હારો ભર્યો,
સ્થિર—શાન્ત ઐક્ય વિવેક મ્હારા હૃદયમાં ઉભો થયો,
એણે બતાવ્યું સ્થાન મ્હારૂં—માન મારૂં—પ્રિય ઓ ! ૮૦

તું મોહીનિના મોહમાં કલ્યાણ છે મ્હારૂં થયું,
તું પ્રેમદાના પ્રેમમાં જીવન ઘણું ઉંચું થયું,
તું શાન્તિદાના સંગમાં મ્હારૂં હૃદય રસથી રમ્યું,
ઉભય હૃદયની ઐક્યતાનું ફલ ફલીભૂત ધાંકડું. ૮૧

ન્હાતું હૃદય ન્હાઇ શક્યું, સંસારમાં ત્હારી પ્રભા,
જ્યાં સુધી મ્હારાં કાવ્ય છે, અસ્તિત્વમાં મીઠી પ્રિયા !
ત્હેં પ્રેમને માટે ધર્યો અવતાર એ માની શકું,
સાચું હૃદય સંસારમાં છે સર્વ બળથી ઉજળું. ૮૨

રે દિવ્ય ! ત્હારી દિવ્યતાનું સ્થાન કંઇ નીચું નથી,
તું પ્રેમ દેતી સુંદરીના સદ્‌ગુણો થોડા નથી,
કર્ત્તવ્ય કર્મ મનુષ્યનું સમજી જતાં સાચી થઇ,
ત્હેં સ્થાન ત્હારૂં સાચવ્યું કૃતાર્થ આ કવિને કરી. ૮૩

આ કાવ્યમાં ત્હારી કવિતા સુંદરી ! ત્હારી કૃપા,
મ્હારી કવિતાનું વધ્યું છે માન, તે ત્હારી પ્રભા,
સત્સંગ એ રસરંગ છે એ વાત હું સમજી શક્યો,
તુજ સંગમાં કાળો શશી છે સૂર્ય સરખો ઉજળો." ૮૪

× × × ×

"સંસારમાં સદ્દગુણી જનની સર્વજન સેવા ...
કારણ સુનીતિ એજ છે સિદ્ધિ જીવનની આખરે,
ને નીતિને નમવું જીવનનો એજ હેતુ માનતો,
સદ્દગુણી મ્હારી પ્રિય ચંદા ! ત્હારે પગલે ચાલતો." ૮૫

× × × ×

"ત્હેં મ્હારે માટે બહુ સહ્યું, એ વાત હું ભૂલ્યો નથી,
સંસાર ત્હારી વિરૂદ્ધ તોયે સંગ મુજ છોડયો નથી,
આદર્શ ત્હારી ભાવના છે ભાન ત્હારા ધર્મનું,
ત્હેં ચંદ્રને માટે બહુ વ્હાલી સખી ! બહુ છે કર્યું, ૮૬

ઓ દેવી જ્હેવી સુંદરી ! અવતાર ત્હારો ધન્ય છે,
આ ચંદ્રની જ્ઞાની દશા તે સર્વ ત્હારૂં પૂન્ય છે,
ત્હેં પ્રેમમય જીવન પથે આ પાપીને તાર્યો હશે,
તો જ્યાં સુધી છે જીંદગી ના પ્રિય દેવી ભૂલશે. ૮૭

તું દેવી સાચી જ્ઞાનની ને પ્રેમના વ્યવહારની,
ત્હેં ધર્મ ત્હારો સાચવ્યો ને મર્મ પણ જોયો વળી,
મીઠાં મધુરાં ગાન ત્હારાં, સાંભળી ઘેલો થયો,
દુનિયાની ના દરકાર જ્હેને પ્રેમી તે સાચો ખરો." ૮૮

× × × ×

"મીઠી મધુરી તુજ છબી મ્હારા હૃદયમાં શોભતી,
તુજ સ્મરણમાં જીવવું ગમે ને જીવતો તે ધર્મથી
વ્યવહાર વિવશ જીંદગી સંકલ્પથી જુદી નથી,
તે ભાવના તે યોગની છે યોગ્યતા સાચી ખરી." ૮૯

"ઓ પ્રિયતા ! સંસારમાં જો સ્નેહયુક્તિ ના હતે
તો વિશ્વના વ્યવહારમાં શી શી મજાઓ દેખતે ?
લાગે પ્રભુતા લગ્નમાં તે સર્વ છે એની રતિ,
રે ! હૃદય અંકય પ્રભુત્વમાં છે પ્રેમ ત્હારો સુંદરી !" ૯૦

× × × ×

"ઉન્માદ મ્હારા ઇશ્કનો, ત્હારૂં સ્મરણ ધારી રહે,
સાચા હૃદયમાં હૃદય ત્હારૂં સ્થાન કંઇ પામી રહે,
પ્રેમાળ ! પ્રીતિની પ્રભુતા મુજ હૃદયમાં જાગતી,
ભૂલી શકે ના ભક્તિ ત્હારી જ્ઞાનના ગૌરવ ભરી. ૯૧

મીઠી મધુરી પ્રેમની વાતો કરી ઉંચે ગયાં,
દુનિયા ત્યજી, દીલ દર્દનું ઔષધ સાચું શોધતાં,
જે કંઈ કર્યું અમને ગમ્યું, જે કંઇ થયું તે થઇ ગયું,
પ્રીતિ પ્રભુત્વ વડે દીપાવ્યું છે જીવન આ એકલું. ૯૨

જે જ્ઞાનબુદ્ધિ જ્ઞાન પામી, સ્થાનમાં વધતી ગઇ,
તે જ્ઞાન ત્હારૂં છે સ્મરણ એ વાત પણ નક્કી થઇ,
દુનિયા ન જે જોઇ શકી ત્હેને અમ્હે પામી શકયાં,
દુનિયા ન જે માની શકી એને અમ્હે જાણી શકયાં. ૯૩

ચંદ્રા ! સુધાકર સ્નેહનો મીઠો અનુભવ જે થયો,
ત્હેને પ્રભુની પ્રેરણા સમજી હવે સુખી થયો,
પામ્યો ભલે પ્રીતિ વડે હું ત્રાસ તોયે શું થયું ?
ચંદ્રા ! સુધાકર હૃદયમાં ના દુઃખ છે એવું કશું." ૯૪

× × × ×

"ચ્હાનારને હું ચ્હાઉં એ સિદ્ધાંત મ્હારો સત્ય છે,
ત્હેમાં ભલે દુઃખ ત્રાસનું અસ્તિત્વ છો ઉભું રહે,
સુખમય પદાર્થની પાછળે દોડ્યો બહુ આવેશથી,
સુખમય પછી દુઃખમય થયું તોયે ન ચિંતા રૂહી કશી. ૯૫

મ્હેં માત્ર ત્હારા સ્નેહને સંભાળવા દુનિયા ત્યજી,
પ્રિયા ત્યજી–મિત્રો ત્યજ્યા–વ્યવહારની યુક્તિ વળી,
મ્હેં ભોગ બહુ આપ્યા પ્રિયે! તુજ જીવનને સંભાળવા,
મ્હેં સ્વાર્થ મ્હારો ન ગણ્યો ત્હારા હૃદયને પામવા." ૯૬

× × × ×

"તુજ પ્રેમ એ મુજ સ્વાર્થ એવી ભાવના વધતી ગઇ
ત્હારૂં હૃદય, મ્હારૂં જીવન એ વાત પણ નક્કી થઇ,
આંખો ઉઘાડીને ન મ્હારો ધર્મ હું જોઈ શક્યો,
તુજ મોહમાં હું પ્રેમ મ્હારો અંધ થઇ હોમી શક્યો." ૯૭

× × × ×

"ચંદ્રા! ઉભયના ઇશ્કની વાતો કરી શકતાં નથી,
તે ઇશ્કનું સાચું વર્ણન સમજાવી કંઈ શકતાં નથી,
તુજ પ્રેમની સાચી પ્રશંસા હું કરી શકતો નથી,
હું છું કવિ તોયે ન ત્હારો કાવ્ય કંઇ લખતો નથી. ૯૮

મ્હારૂં કવિત્વ ન તુજ હૃદયના ભાવને પામી શકે,
મ્હારૂ કવિત્વ ન યોગ્ય ત્હારી તે પ્રભુતા વર્ણવે,
"તુજ રૂપ ગાઢ—ગહન છે મ્હારા કવિત્વ પ્રતાપથી
છૂપું રહ્યું છે શાસ્ત્ર ત્હારૂં મુજ કળાથી દૂર હજી. ૯૯

ચૈતન્ય ચિંતાથી ચતુર મધુર ત્હારી પ્રિયતા,
આશક હૃદયની કલ્પનાને લુલી કરતી સર્વથા,
સંસાર શુન્ય પ્રમાણ બુદ્ધિ પ્રેમ જે પામી શકે,
ત્હેને ન મૂર્ખ મનુષ્ય મુજ સમાન કંઇ જાણી શકે." ૧૦૦

× × × ×

"જે પ્રીતિનું પ્રારબ્ધ ત્હેં આવેશથી ઉભું કર્યું,
પ્રારબ્ધ તે સાચી પ્રભુતા વિશ્વની માનીશ હું,
વેદાન્તથી પણ પર પ્રભુતા માત્ર ત્હારા પ્રેમમાં,
વ્યવહારનાં રસ શાસ્ત્ર સઘળાં માત્ર ત્હારા ઐક્યમાં." ૧૦૧

# કથા.

## ખંડ. ૧

"સંસારની માયા બધી, વિચિત્ર મ્હેં જોઇ લીધી
મ્હેં મૂર્ખ થઇને જીંદગી, એ ત્રાસમાં હોમી દીધી
માન્યો બધો વ્યવહાર મ્હેં, શરૂઆતમાં સાચો ખરો,
તોયે અરેરે! અંતમાં ના, સાર કાંઇએ મળ્યો. ૧

જીવવું બધું ભારે પડયું, પારણામમાં મીંડુ રહ્યું,
જીવતા જગતના હર્ષમાં છે, દુઃખનાં આંસુ બહુ,
"આ પ્રેમમય જીવન "અને" આ પ્રેમની ઉંચી દશા,"
એમાં ઠગાઈ, ત્રાસને દીઠો દગો મ્હેં સર્વથા. ૨

"ચ્હાનાર હૃદને ચ્હાવું," એવી નીતિમાં સારજ નથી,
"આ મ્હારી છે" એ ભાવનામાં દુઃખનો પારજ નથી,
ચંચળ બધો સંસાર, એની યોગ્યતા ચંચળ રહી,
વ્યવહાર પણ ચંચળ બધા, પરિણામમાં સહુ રે' રડી. ૩

"રે! સ્થાન આ સંસારમાં અનીતિનું સહુથી ઉચ્ચ છે,
એ દ્રષ્ય જોતાં આ હૃદયનો ત્રાસ પણ અદ્‌ભૂત છે,
રે! શાન્તિના કોઇ સ્થલે, મ્હારા હૃદયને પામતી,
મ્હેં પાપીએ હાથે કરી, મુજ જીંદગી પૂરી કરી. ૪

"હોમ્યું હૃદય–હોમ્યું જીવન–હોમી શરીરની સંપત્તિ,
ને સર્વ માનસિક શક્તિનો મ્હેં હોમ પણ કીધો વળી,

તોયે અરેરે ! શાન્તિનું હું સ્થાન ના પામી શકયો,
તો જન્મ મ્હારો આ જગત્માં સર્વથા નિષ્ફલ ગયો. ૫

× × × ×
× × × ×
× × × ×
× × × ×

"ચંદાને હું ચ્હાતો હતો, ચંદા મ્હને ચ્હાતી હતી,
વ્યવહાર આ ઉભો થયો તે પાપ મ્હેં માન્યું નહિ;
"ચ્હાનાર હૃદને ચ્હાવું તે નીતિ નિરંતર શ્રેષ્ટ છે,"
આ માન્યતાએ છે મ્હને, દુઃખી કર્યો પૂરો ખરે." ૬

"જે કલ્પનાનું ધ્યેય નારી, શાન્તિ ના પામી શકે,
તે હૃદય નિત્ય અનેક ત્રાસ, અનેક પીડાઓ સહે,
ચ્હાનારને ચ્હાવાની નીતિમાં અનીતિ ધાય છે,
માયિક મોહ પરત્વે ડૂબ્યું, કોઇ માર્યું જાય છે. ૭

સંસારમાં સ્ત્રી સ્નેહમાં, રસ સુખ પ્રાપ્ત થતું નથી,
સંસારમાં સ્ત્રી સ્નેહમાં, નિજ રૂપ તેજ થતું નથી,
ના યોગ્યતા આવે હૃદયમાં, જીવવા જીવન પથે,
માયિક પ્રીતિથી નિરંતર છે અધોગતિ આત્મની. ૮

ચંદાને ચ્હાવાની નીતિ, મુજ ત્રાસનું કારણ થઇ,
માની હતી જે માન્યતા, અંતે અસત્યજ નીવડી,
ચ્હાનારને ચ્હાતો ગયો ને ત્રાસ પણ વધતો ગયો,
મ્હારૂં હૃદય મ્હારૂં રહ્યું ના, ભાગ્યથી ભ્રષ્ટજ થયો. ૯

"તે મોહીનિના મોહમાં, હું ભાન પણ ભૂલી ગયો,
નીતિ ન સમજ્યો પ્રેમમાં, એ પ્રેમમાં ગાંડો થયો,
સ્થિતિ સદંતર પ્રેમીઓની જે પ્રવાહે વહી જતી,
હું તે પ્રવાહે ચાલતો (કારણ)"ચંદા મ્હને વ્હાલી હતી." ૧૩

બળ બુદ્ધિ ભ્રષ્ટ થઇ જતાં, સંકલ્પ રચતાં પ્રેમનો,
રસ પ્રેમનો—હદ પ્રેમનો—શ્રી પ્રેમનો—સંસારનો,
ઉન્મત હૃદય અસ્થિર થઇને જે ન કરવું તે કરે,
તે કલ્પનાનું ધ્યેય ર્હેને, દુઃખમાં હોમી શકે. ૧૧

સાચી રસિક સુનીતિ, એના સ્થાનમાં રે'તી નથી,
ને શાન્તિ સાચી મન તણી, એને મળી શકતી નથી,
ગાંડાં વલણુ–વિચાર ગાંડા, એ હૃદયના માનવા,
ને ભ્રષ્ટ તે જીવન સદા, મ્હારીયે થઇ એવી દશા." ૧૨

× × × ×

"તે સુંદરી સુંદર હતી, મોહક હતી, મીઠી હતી,
પ્રેમાળને સાચી હતી, જ્ઞાની હતી ગુણી હતી,
ના સ્વપ્નમાંયે ખ્યાલ એની પ્રેમનીતિનો હતો,
તોયે અરે! આરંભમાં એ હૃદય કાં વ્હાલું થયું? ૧૩

સુંદર સ્વરૂપ–મધુર મીઠી આકૃતિ એની હતી,
રૂપેરી રંગ–શરીર શાન્ત–સતેજ જાણે મોહીનિ!
પ્રમાણ પાત્ર, પવિત્ર એનાં ગાત્ર, સહુ ચંચલ હતાં,
કોમળ અને કવિતા ભર્યાં–નિઃસર્ગને નમતાં હતાં! ૧૪

નિર્દોષ ;મીઠી મુખ મુદ્રા, જ્ઞાનના ગૌરવ ભરી,
દેખાવમાં અતિ રમ્ય જાણે દિવ્ય તેજ પ્રતાપની!

મૃગલોચની ગજ ગામીનિ-રસ મોહીનિ તે સુંદરી,
મ્હારા હૃદયને માત્ર સ્વલ્પ સમય મહિં ચોરી શકી. ૧૫

મોહક, મધુર, સતેજ, સુંદર કન્યકા જ્હેની થતી,
ચોરાય ત્હેનું ચિત્ત-વિત્ત હૃદય મધુર રસ રાજ્યથી,
ને તે સદા તે મોહીનિનો સ્થિર ઉપાસક થઈ રૂહે,
ગાંડા હૃદયને આશ્રયે, મ્હારી થઈ સ્થિતિજ તે. ૧૬

સુંદર શરીર મહિં હતું પ્રેમાળને સાચું હૃદય,
તે હૃદય મ્હારા રાજ્યમાં સેવક થઇ રમતું થયું,
ઉત્પન્ન થયું આશા ભરેલું માન સાચા પ્રેમનું,
ને ના રૂહ્યો અવધિ હૃદયમાં પ્રેમ-સુખ-પ્રકારનો." ૧૭

"મ્હારો વિચાર, મધુર મ્હારાં સ્વપ્ન, એને પામતાં,
મ્હારૂં હૃદય, આચાર મ્હારો, પ્રેય એનાં થઇ રૂહ્યાં,
આધાર મ્હારો હૃદય એનું, હૃદયથી પામી શકયું,
જીવન થયું કંઇ યોગ્ય જીવવાને હૃદયથી મીઠડું. ૧૮

ધીમે ધીમે હું પ્રેમ એનો જોઇને પ્રેમી થયો,
"ન્હાનારને ન્હાવું હવે" સંકલ્પ મ્હેં, એવો કર્યો,
તે મોહીનિના મોહમાં ઉન્મત થવું સારૂં બન્યું,
ન્હાનારને ન્હાઈ શકું ના તો જીવન શા કામનું ! ૧૯

સંકલ્પમાં તે શ્રેષ્ટ થઇ, વિચારનું વેદાન્ત થઈ,
વ્યવહાર વિધાતા થઈ, મુજ હૃદયની દેવી રૂહી,
આચારની એ યોગ્યતા, અવતારમાં આવી શકી,
જીવનારનું જીવન થઇ, ન્હાનારની નીતિ થઇ. ૨૦

જ્ઞાન બુદ્ધનો સરદાર થઇ, સંસારનું સાધન થઇ,
વિચારમાં વિવેક એનો અવતર્યો, તારણ થઇ,
સ્થાપી શકી સુખ સ્થાનમાં, જે સુખ હું માની શકયો,
માની જીવનનું માન, મ્હારૂં હૃદય હું હોમી શકયો. ૨૧

ચંદા ચતુર મધુર, એના ભાગ્યનો સ્વામી થયો,
રસ લક્ષ્મ ઉભયનું થયું કંઇ ગુપ્ત, ગૌરવ પ્રેમનું,
તે પ્રેમ નીતિમાં અમ્હે, રમતાં થયાં, હસતાં થઈ,
માન્યો મનુષ્ય જીવન હેતૂ, સફલ એવી રીતથી. ૨૨

"તે સુંદરી સુંદર હતી ને બોલ મીઠા બોલતી,
ને દ્રષ્ટિ રાગ વડે મ્હને ડોલાવતી ને ડોલતી;
"ને એમ ઐક્ય શરૂ થયું, વિચારને આચારનું,
તે મ્હારી થઈ, હું એમ એનો, જીવવું વ્હાલું ગણ્યું.' ૨૩

"ગાંડી હતી તે જ્ઞાન મ્હારી શક્તિનું સંભાળવા,
ગાંડી થઇ તે મુજ હૃદયનો પ્રેમ સાચો પામવા,
ગાંડી થઇ તે સ્વામી એના ભાગ્યનો કંઈ પામવા,
પ્રેમાળ શક્ત હૃદય મ્હને, દાસી થઇ રે'વા સદા. ૨૪

એણે મ્હને આપ્યું હૃદય, આપ્યું જીવન, આપ્યું બધું,
એનું શરીર અમલ-જીવન, અમૂલ્ય એની સંપત્તિ,
મુજ હાસ્ય એનું હાસ્ય, સાચી ઐક્યતાથી થઇ રહ્યું,
રસભાવ એની સઘનતાનું સુક્ષ્મ તેજ મળ્યું ઘણું. ૨૫

ગૌરવ વધ્યું, ઓજસ્ વધ્યું, અવતાર અંતે નીવડયો,
સુધા વિના ચંદા નહિ, ચંદા વિના સુધા ન કો,

"દેહાન્ત દેહ પદાર્થ બુદ્ધ વાદમાં વધતો ગયો,
વ્હાતો હતો જે ચિત્ત, એના ભેદ હું પામી શક્યો. ૨૬

સુધા સમાન શરીર, સુધાકર વિના બળતું હતું,
એને મધુર રસિક આશ્વાસન અંતે મળ્યું ખરૂં,
સુધા સ્વરૂપ પ્રકાર પ્રીતિ સ્થાનને પામી શક્યો,
અવતાર ઉભયનો હૃદય બંધન વિષે પ્રેરી શક્યો. ૨૭

શી પુનિત ત્હેની શ્રેષ્ટતા? શો પ્રેમ ત્હેનો? શું કહું?
વ્હાનાર એ ચંદા સમું ના પાત્ર મ્હેં જગમાં દીઠું,
વિચારને આચારમાં એ ધ્યાન મ્હારૂં ધારતી,
પ્રેમાળ એવી પ્રેમદાનો પ્રેમ હું ભૂલ્યો નહિ." ૨૮

"પુનિત જ્હેનો પ્રેમ છે પુનિત ત્હેની જીંદગી,
વિચારને આચાર ચંદાના પવિત્ર બધા હતા,
માન્યો હતો મનથી મ્હને એના હૃદયનો રાજવી,
આધાર એની જીંદગીનો પ્રેમનો સ્વામી—રવિ. ૨૯

શો સ્નેહ એનો પ્રેમ એનો હૃદયથીને જીવનથી?
શો ભાવ એનો ભક્તિ એની નિજ સુધાકર પ્રતિ?
વ્હાતી હતી તે કેટલું કેવું અને નીતિ ભર્યું!
સાચું હૃદય સંસારમાં મ્હેં માત્ર એ માન્યું હતું. ૩૦

વ્હાતી હતી વ્હાનારને ચંદા અતિ ઉન્મત થઇ,
તે પ્રેમ ત્હેની દિવ્યતાનો માનતો મીઠો ધ્વનિ,
કર્ત્તવ્યનું મંતવ્ય એના પ્રેમમાં પોષાય છે,"
વ્હાનાર તે ચંદા ધીમે ધીમે હૃદય બળ થાય છે

ધીમે ધીમે વિચારમાં ચંદા રૂહી ચંદા થઇ,
ધીમે ધીમે આચારમાં ચંદા વૃહી ચંદા કરી,
ધીમે ધીમે તે સુંદરીના સ્નેહમાં પરવશ થતો,
એકાન્તમાં હું કાવ્ય એનાં ગાઇને રાજી થતો. ૩૨

કંઇ કાવ્ય શક્તિ પ્રદેશમાં ત્યાં સ્થાન પામી મોહીનિ,
ચંદા મધુર રસિક એની આકૃતિ મંથન થઇ,
ને તત્વ ત્હેમાંથી વણું તે કાવ્યમાં આવી રહ્યું,
તે કાવ્ય ત્હેનું ગાન ગાતું મિષ્ટ કંઇ પ્રીતિ ભર્યું. ૩૩

રસ કાવ્યના લાલિત્યમાં કે ભાવમાં કે ભાગ્યમાં,
અવતારમાં કે યોગ્યતામાં સ્વરધ્વનિ કે શ્વાસમાં,
એનું હ્રદય–એનું જીવન એનું સ્મરણ સાધન થયું,
કારણ થયું કવિતા થઇને ગાન મીઠું નીકળ્યું."

"ને સ્વપ્નમાંયે સ્થાન એનું સર્વ રીતે મ્હેં દીઠું,
વ્યવહારના વેદાન્તમાં એ મુખ લાગ્યું બહુ મીઠું,
હું પ્રેમમય નીતિબળે સુખ શાન્ત માત્ર અનુભવું,
હું પ્રેમને માટે ડૂબ્યો તે પાપ લાગ્યું ના નવું. ૩૪

તે પ્રેમથી પ્રેમી થતાં મ્હેં સ્વપ્ન પણ જોયાં નવાં,
ધીમે ધીમે તે સુંદરીના રંગ પણ દીઠા નવા,
તે પ્રેમથી મ્હેં શ્રેષ્ટતા મ્હારા જીવનની સાચવી,
કૃતાર્થ મ્હારી મોહીનિના પ્રેમમાં હું રહ્યો બની. ૩૫

જ્હેવો હતો વ્યવહાર મ્હારી જાગૃતિમાં પ્રેમનો,
વ્યવહાર ત્હેવો સ્વપ્નમાંયે સર્વ રીતે થઇ રહ્યો,

નિદ્રા નયન સ્થુલ મીંચતાં, સ્થુલ આકૃતિ આથી જતી,
ને સુક્ષ્મદ્રષ્ટિ હૃદય બુદ્ધિથી પ્રિયાને દેખતી.” ૩૭

“એનું સ્મરણુ એ સ્વપ્નમાં, અતિશય ઉમંગ વિષે થતું,
એનું સ્વરૂપ મધુર ત્યાં સંપૂર્ણ સત્ય પ્રકાશતું,
મુજ સ્વપ્ન સૃષ્ટિમાં, રમા રમતી હતી, રસભર થઇ,
ને ગોષ્ટિ જ્ઞાન ભરી હૃદયની હૃદયમાંથી જન્મતી. ૩૮

મીઠો હતો જે મોહ ત્હેનો દેહ પણુ મીઠો હતો,
વ્હાલો હતો વ્યવહાર જે તે સર્વ રીતે જાગતો,
હું દેખતો મ્હારૂં હૃદય મ્હારૂં જીવન—અવધિ વિના,
પરિમિત મ્હારૂં તેજ માત્ર વિકાસતું સીમા વિના.” ૩૯

“રસ કલ્પના રમતી હતી, અતિ મુગ્ધ થઇ બળ છંદથી,
બળ ઐક્યથી ને સ્વછંદથી, મનભાવથી, મન કાવ્યથી,
કવિતા હતી કૃત્તિ સ્વપ્નની રચના અને વળી યોજના,
ત્હેને પદે રસ ચિત્ર પ્રિયાનાં બહુ જોતો હતો. ૪૦

મનની પ્રિયા, રસમાં પ્રિયા, બળમાં પ્રિયા પદ પામતી;
વિચારને આચારનું કંઈ ધ્યેય પ્રિયા થઇ રહી,
જીવન થઇ યશ—રાગમય તે આકૃતિ આનંદમય,
તે યોગ ત્હેની ઐક્યતાનો સુખનું સાધન થયો.” ૪૧

× × × ×

“તે પ્રેમમાં હું ધર્મ મ્હારો સર્વ રીતે ભુલતો,
ગાડો થયો—ઉદ્ધત થયો—સ્વચ્છંદી થઇને વિહરતો,

મ્હેં એ સમયમાં માન મ્હારા કર્મનું રાખ્યું નહિ,
જાણી સદંતર સિદ્ધિ એના સ્નેહમાં અમૃત ભરી." ૪૨

"મ્હેં જાણ્યું મ્હારી જીંદગી જો આ પ્રવાહે વહી જશે,
તો કો રીતે દુઃખ ત્રાસ મ્હારા શિરપર નહિ આવશે,
ન્હાનાર ચંદ્રા, જ્ઞાન મ્હારૂં, જીદંગી ઉદ્ધારશે,
ને પ્રેમ મ્હારી મુક્તિની યુક્તિ તણું સાધન થશે." ૪૩

"એકંદરે મ્હારૂં હ્રદય, એને હવે ચ્હાઇ રહ્યું,
એકંદરે મ્હારૂં હ્રદય, એને હવે ઇચ્છી રહ્યું,
એકંદરે રસ ઐક્યતામાં લગ્ન ઉભયનું થયું,
સાચો મધુર વ્યવહાર રસ સંસારનો જાણી શક્યાં." ૪૪

"મ્હારી થઇ તે મોહીની ને મોહીનીનો હું થયો,
નિશ્ચય થયો બંધન થયું ને કંઇ કરારો પણ થયા,
સાથે અમ્હે સંસાર બુદ્ધિથી હવે વધતાં થયાં,
જીવતાં હતાં, જીવતાં રહ્યાં—ફરતાં થયાં—તરતાં થયાં." ૪૫

"સ્થુલ લગ્નવિધિની ક્રિયા એ લગ્નમાં ન્હોતી થઇ,
ઇશ્વરવિના એ લગ્નનો ત્યાં સાક્ષી કોઇ હતો નહિ,
મન્મથ હતો રતિદેવ ઉભયનો ગુરૂ કંઇ એકલો,
ને પ્રેમ બુદ્ધિ આશ્રયે વ્યવહાર એ જાગ્યો હતો." ૪૬

"બંને અમ્હે રસમસ્ત થઇ, કરવાનું કંઇ કરતાં ગયાં,
બંને અમ્હે મદમસ્ત થઇ, રમવાનું કંઇ રમતાં ગયાં,
બંને અમ્હે રસમસ્ત થઇ, છુપી રીતે સરતાં હતાં,
બંને અમ્હે મદમસ્ત થઇ, સુખ સ્નેહનું ધરતાં હતાં." ૪૭

"પ્રીતિ પ્રદેશ વિચારમાં વિવેક કંઇ ઉભો થતો,
ને તેજ ત્હેની જાગૃતીમાં પ્રેમધર્મ સબલ હતો,
કર્તવ્ય મ્હારુ, પ્રેમ એનો, સિદ્ધિનું સાધન થયું,
સાચું હૃદય સંસારમાં રસ ઐકય કંઇક કરી રહ્યું. ૪૮

જાણી શકયો હું જીંદગીનું તત્વ ત્હેની યોગ્યતા,
ચંદા પ્રભુત્વ પદાર્થથી માની શકાય મધુરતા,
ગાંડો થયો તોયે હતું રસજ્ઞાન મ્હારૂં સ્થિર કંઇ,
ને હેમ ત્હેની વૃદ્ધિ થતી રસમોહીનિના સંગથી." ૪૯

"પ્રસંગ રંગ પ્રવીણ થઇ, જીવન કંઇ યશ પામશે,
આ ભાવનાનો ભોગ સત્ય હૃદય કંઇક સુધારશે,
"આચાર એમ વધી શકયોને પ્રેમ તેજ પ્રકાશતું,
ઉભય હૃદયની ઐકયતાનું સબળ–સ્થિર સાધન થયું." ૫૦

"ગાંડી હતી ચ્હાનારને ચ્હાનાર પણ ગાંડો હતો,
સાચો હતો વ્યવહારને આચાર પણ સાચો હતો,
સ્થિર ઐકય મીઠો પ્રેમ ને તે પ્રેમ મીઠી જીંદગી,
રસસ્થાન એતું સાચવ્યે સહુ સફળ ઇષ્ટ વિચાર કંઇ. ૫૧

આ પ્રેમ મ્હારો મિત્ર 'મનહર,' એક દિન જોઇ શકયો,
ને પાપમય એ કર્મ મ્હારૂં જોઇને કંપી ગયો,
અત્યાર સુધી વાત મ્હેં જે ગુપ્ત કંઇ રાખી હતી,
તે ભેદને ખુલ્લો થવાનો યોગ આવ્યો તે ઘડી." ૫૨

"ચંદા ને હું એવે સમય એકાન્તમાં બેઠાં હતાં,
ને પ્રેમની મીઠી મધુરી વાત કંઇ કરતાં હતાં,

ને હું હતો અસ્થિર ચિત્તનો વિષયી પ્રેમી કદી,
હું મુગ્ધ થઇ તે મોહીનિના ગાલ વ્હાલે ચુંબતો." ૫૩
"ઝુલી હતી તે શાન્ત મ્હારા અંકમાં રસમુગ્ધ થઇ,
ને શુદ્ધ પ્રીતિની રસિક કંઇ શ્રદ્ધા ધરતી હતી,
ને એની દ્રષ્ટિ મ્હારી દ્રષ્ટિ સાથે ઐકય રચી રહી,
મીઠું કંઇ હસતાં હતાં, ઘેલાં થઇ બળ-આત્મથી. ૫૪
વાતે વિમુગ્ધ થઇ હૃદયનું રાજ્ય ત્યાં જોતાં હતાં,
ચેષ્ટા થતી ચંચળ બધી રસ પ્રેમના પ્રાબલ્યથી,
ન્હોતું અમ્હોને ભાન કંઇપણ કોઇ બાહ્ય પદાર્થનું,
અમ્હને અમ્હારી મસ્તીના-કર્તવ્યના ખ્યાલજ હતા." ૫૫
"મન્મથ હતો મથતો હૃદયમાં અગ્નિ એનો જન્મતો,
એને લીધે પરવશ હૃદય, રસદાન કંઇ લેતાં હતાં,
રસદાન કંઇ લેતાં હતાં, રસદાન કંઇ દેતાં હતાં,
ભોગી હતાં કંઇ ભાગ્યથી, સદ્‌ભાગ્યથી ઝરતાં હતાં." ૫૬

× × × ×

"આ દ્રશ્યનો જોનાર મ્હારો મિત્ર કંઇ ડાહ્યો હતો,
ત્હેણે મ્હને તે રાત્રીએ જોયું જણાવી સહુ દીધું,
ને સાથે સાથે નીતિનો ઉપદેશ પણ દીધો વળી,
"વ્યવહાર આવા પ્રેમના છે પ્રાણીની નીચી ગતિ." ૫૭
"મ્હેં મિત્રને મ્હારા બધા એ ભેદ પણ ખુલ્લા કર્યા,
ચંદાને મ્હાઉં કેમ? તે એ પ્રેમની મીઠી કથા,
"મ્હાનારને મ્હાનું કે નહિ તે વાદ પર ઝગડો થયો,
ફાવ્યો હું મ્હારા ફંદમાં તો છોડું એને કાં? કહો!" ૫૮

" એકાન્તમાં ઉભય હૃદય પરવશ થયાં રસપ્રેમથી
ચંદા ચતુર થઇ મ્હને મ્હાવા, થવા, રસ મોહીનિ
મુજ જ્ઞાન બુદ્ધિ–તેજ એના મોહનું કારણ થયાં
મ્હારા શરીરની સંપત્તિ થઈ સબલ તે આકર્ષવા— ૫૯

" ન્હોતો અમ્હોને બાહ્ય કોઇ ભય, હૃદયને વિંધવા
જ્યારે સ્વછંદ–સ્વતંત્રતા, સાધન હતું સ્નેહી થવા
હું જ્ઞાન–ગુરૂજ્ઞાન એને આપતો–રસ સ્થાપતો
શિષ્યા સબલ સમર્થ મ્હારી બુદ્ધિનું બળ પામતી— ૬૦

" ને જ્ઞાનને વિજ્ઞાનનાં વિવરણ થતાં વિવેકથી
ને તત્ત્વજ્ઞાન ગહન ત્હેની ગોષ્ટિ પણ ત્યાં ચાલતી
હું તત્ત્વવેત્તા તત્ત્વનાં રસલક્ષણોને ભેદ સહુ
સમજાવતો ખુલ્લાં કરી વિકસે રસિક પ્રિયા બહુ— ૬૧

" કારણ હતું રસકાવ્ય મ્હારૂં હૃદય એનું પામવા
ધીમે ધીમે જાગૃત થયો મન્મથ હૃદયના રાજ્યમાં
તે મુગ્ધ કન્યા મોહમાં કંઈ અંધ થઇ–ગાંડી થઈ
મ્હાતાં શીખી મ્હાનારને તે ગુપ્ત કંઇજ રહ્યું નહિ— ૬૨

" જ્યારે હસું ત્યારે હસે તે વાત કરતાં વ્હાલથી
ઉત્પન્ન થઈ અવધિ વિનાની ઐક્યતા એ રીતથી
સંયોગમાં તે શુદ્ધ સ્નેહી સુખ મ્હારૂં પામતી
વિયોગમાં તે હૃદય હેવી ત્રાસથી દુઃખી થતી— ૬૩

" તે શબ્દ મ્હારા સર્વ શ્રદ્ધાથી હૃદયમાં ધારતી
મુજ વાણીમાં તે અસત્યનો કંઇ દોષ જોઇ ના શકી

હું દેવ—ગુરૂ—દેહ એનો હૃદમાં હોમી શકયો
હું જીવન—ગ્રાતા જીંદગીનો ભેદ સહુ પામી શકયો— ૬૪

" ત્હેને મધુર રસિક વાણી મ્હારી કંઇ લાગી હતી
હું બોલતો તે ત્હેમ ત્હેમ પરવશ વધારે થઇ જતી
મુજ કાવ્યગાન મધુરે એના પ્રેમનું કારણ થતું
એનું હૃદય પ્રેમી થતું—સાચું થતું—વ્હાલું થતું "— ૬૫



" યુવાનીના આવેશમાં જે સ્થિતિ થાય મનુષ્યની
તે તાફ ત્હેના હૃદયમાં ઉત્પન્ન થયો મુજ સંગથી
ને ત્હેમ હું ગાંડો થયો—જ્ઞાની હતો તોયે હવે
પ્રારબ્ધ પ્રીતિનું રચાયું સુખી રહેવા અંતરે— ૬૬

" મ્હેં એક દિન એને કહ્યું કે "તું મ્હને કાં વ્હાય છે ?"
જાતિ ઉભયની ભિન્ન તોયે પ્રેમ આ પોષાય છે
તે પ્રેમનું પરિણામ તો વિપરિત અંતે આવશે
ના સુખી થઇશ કદી તું ચંદા ના કે આ સુધા થશે— ૬૭

" હું છું અશકત ગરીબ મ્હારે છે ન સારી સંપત્તિ
ને લગ્ન ઉભયનું થવાનો યોગ પણ આમાં નથી
જુદાં પડીશું જીવનથી જ્યાં લગ્ન ત્હારૂં થઇ જશે
તું જઇશ ક્યાં, હું જઇશ ક્યાં પ્રીતિ બળી તૂટી જશે—૬૮

" જે ભાગ્યશાળી પુરૂષ ત્હારા ભાગ્યનો સ્વામી થશે
તે પ્રાપ્ત પત્નીને પતિના હક્ક વડે મ્હાતો થશે
ઉભય થવાનાં એકને સંસાર સર્વ નિભાવશો
તે યોગ પર સુધા—સ્મરણ ચંદા ! ત્હમે ભૂલી જશો— ૬૯

" મ્હારે ત્હમારે સ્નેહ જે તે સ્નેહ માત્ર અધર્મ છે
ને તે પદે જે ત્રાસ છે તે ત્રાસ ત્હેનો મર્મ છે
તે ત્રાસ નહિ જીરવાય ત્હમને ને ત્હમે હારી જશો
ને તે રીતે આ મિત્ર સુધાકર ત્હમે ભૂલી જશો— ૭૦

* * * * *

" જે પ્રેમનું પરિણામ અંતે ત્રાસમય આવી શકે
તે માર્ગ પર ના યોગ્ય વિહરવું પ્રિયે ! ત્હમને હવે
મ્હારો ત્હમારો આ બધો સંબંધ જ્યાં તૂટી જશે
ત્યારે પ્રણયનું પાપમય પરિણામ દુઃખ–કારણ થશે— ૭૧

" અયોગ્ય આવાં આચરણો ન્હાની વયે જે આદરે
તે પાપમય જીવન નિરંતર દુઃખ ત્રાસ વડે રડે
નીતિ વિના વ્યવહાર આવો પ્રેમ તે સાચો નથી
ના શુદ્ધ રીતિ તે પ્રણયની માત્ર નિંદાતી ઘણી— ૭૨

" હું છું ત્હમારો ના કદી મ્હારાં ત્હમે છો ના કદી
સંબંધ જો સચવાય ના આવો કદી જીવતાં સુધી
ના થાય પોતાનાં કદી કોઈ પરાયાં માનવી
એ સત્યને એ વાત આ સંસારમાં છે ના નવી— ૭૩

" વ્હાલાં મ્હને ચિત્ત–વિત્ત બુદ્ધિ સર્વ કંઇ ગૂમાવશો
સુખી થવા સંસારમાં ના કોઈ રીતે ફાવશો
પ્રારંભનો આ પ્રેમ ના સચવાય જો છેવટ સુધી
તો પાપમય વ્યવહારનું પરિણામ છે નીચી ગતિ— ૭૪

" સુધા–સ્મરણ ભૂલી જશો ને પ્રેમ નીતિથી કરો
તો મુક્તિ માનો દુઃખને પરિતાપની એ ફાયદો

મ્હારો ત્હમારો આ બધો સંબંધ જુઠો થઇ જશે
ને સત્ય–પ્રીતિથી ભરેલી નીતિ એને પામશે— ૭૫

" હું છું ત્હમારા ભાગ્યનો સરદાર તોયે હું નથી
હું છું ત્હમારા પ્રેમનો આધાર તોયે હું નથી
હું છું ત્હમારા દેહનો સ્વામી તથાપિ હું નથી
હું છું ત્હમારી વાસના તોયે નિરંતર હું નથી— ૭૬

" માનો મ્હને પાપી પરાયો જે ત્હમારો છે નહિ
મ્હેં છે ત્હમારી જીંદગી ઝેરે ભરી–પાપી કરી
આ પાપ–મ્હારા શ્રાપનું કારણ થશે–દુઃખ આપશે
સુધા જશે ચંદા ત્યજી ચંદા પરાયી થઇ જશે— ૭૭

" નીતિજ્ઞ થઇ જો ન્યાયથી વિચારશો વ્યવહાર આ
તો પામશો એ જ્ઞાન કે આ માર્ગ છે દુઃખમય સદા
જ્યારે ત્હમારો હું નથી ત્યારે ત્હમે મ્હારાં નથી
વ્યવહાર આ અટકાવવો એ ફ્રાયદો ઓછો નથી— ૭૮

" માતા અને પિતા ત્હમારાં જાણુશે જો આ કથા
ક્રોધી થઇ ગાંડાં થશે ઉભય હૃદય ધિક્કારવા
મથશે વળી મન–તન થવા જુદાં અને જુલમી થશે
તે યોગ પર ચંદા ? સુધાકરની દશા કેવી થશે ?— ૭૯

" પાપી પરાયો હું ત્હમારા દેહનો સ્વામી નથી
પાપી પરાયો હું ત્હમારા પ્રેમનો ભાગી નથી
સંબંધ આ છૂટી જશે ને દુઃખ અંતે આવશે
અવિચારે ઇશ્ક થયો પ્રિયે ! પસ્તાવું એમાં બહુ પડે— ૮૦

" ચ્હાવું ઘટે જ્હેને ન ત્હેને ચ્હાઓ તે ડ્હાપણ નથી
ના યોગ્ય ત્હેને દેહ સોંપો, મૂર્ખતા ઓછી નથી
જ્હેનાં ત્હમે ર્‌હેશો નહિ ત્હેને ત્હમે વ્હાલો ગણો
આ રીતમાં શો ફાયદો ચંદા! ત્હમે દેખી શકો ?— ૮૧

" જીવાય તો જીવો હવે નીતિ–પથે ન્યાયી થઇ
ભૂલાય તો ભૂલો હવે જે છે ત્હમારો ના કંઇ
આશા ધરો નીતિ નિયમની હૃદય બળમાં સ્થાપવા
પ્રીતિ ધરો પૂન્ય–ધર્મમાં સંસાર સિદ્ધિ પામવા— ૮૨

" જો પાપીને ભૂલી જશો તો શુદ્ધ–પ્રીતિ પામશો
જો પાપીને ભૂલી જશો તો વિશ્વમાં સુખી થશો
પાપી મનુષ્ય બતાવશે ના ધર્મ સાચો શો હશે !
પાપી મનુષ્ય ન તારશે ત્હમને કદી કોઇ રીતે— ૮૩

" જીવન નથી પરિમિત એનું સ્વપ્ન પણ એક જ નથી
જીવન નથી પરિમિત એની યોગ્યતા એક જ નથી
જુનું જીવન જ્યાં વ્હી જશે નૂતન જીવન ત્યાં જન્મશે
આ વર્ત્તમાન પરિસ્થતિ બદલાઇને બીજી થશે— ૮૪

" અત્યારે મ્હારા અંકમાં છો કાલ કોઇ બીજે સ્થળે
આજે સુધાનાં કાલ કોઈ પુરૂષ પરાયો ફાવશે
છે લગ્ન પણ જુદાં જુદાં તો જીવન જુદાં માનશો
ચંદા ! ત્હમે ડાહ્યાં હશો તોયે રે ! ગાંડાં થઈ જશો— ૮૫

" ચ્હાનારને ચ્હાવાની રીતિ દુ:ખનું કારણ થશે
સુખ–સ્મરણ સંસારમાં ભય–ત્રાસ ત્હમને આપશે

જે ભૂલ થઇ ત્હેને હવે સુધારવી સાવધ રૂહી
કારણુ પ્રમાદ ફરી ફરી, લક્ષણુ ન માનવનું કદી ૮૬

* * * * *

" પ્રીતિનું વિષમ છે પરિણામ (૨)
પ્રીતિ સમજજે પાપની પીડા (૨)
પ્રેમ વધે ત્હેમ દુઃખ–અધીરતા (૨)
જીવવું માત્ર અકામ—પ્રીતિનું૦ ૮૭

" વ્હાવું પરસ્પર એજ અનીતિ (૨)
ચિત્તમહિં ધર ઉચ્ચ સુનીતિ (૨)
નીતિ જીવનનું છે નામ—પ્રીતિનું૦ ૮૮

" ઘેલું થવું કોઇના રસ માટે (૨)
ભોળું થવું કોઇના બળ માટે (૨)
એજ ઠગાઇ ઠરાવ—પ્રીતિનું૦ ૮૯

" આંખ વડે જગ જ્હેવું જણાયે (૨)
બુદ્ધિ વડે રૂપ જુદું પમાયે (૨)
પ્રીતિનો આમ વિરામ—પ્રીતિનું૦ ૯૦

" સ્થુલ નથી બલ સુક્ષ્મ પ્રદેશે (૨)
જ્હેને સ્મરે પ્રિય તેજ પ્રવેશે (૨)
નાહક ના ન હેરાન—પ્રીતિનું૦ ૯૧

" હું નથી મ્હારો તો શેં ત્હમારો ? (૨)

" સંબંધ જુઠો બધો દુનિયાનો ( ૨ )
" ભૂલો ન નીતિ સ્વમાન—પ્રીતિનું૦ ૯૨

* * * * *

' મ્હેં જે કહ્યું તે સર્વ ત્હારા શ્રેયને માટે સખી !
ઉપદેશ મ્હારો અંતરે ધારી સુધારો જીંદગી
પરમાર્થ પ્રીતિમાં વધીને સ્વાર્થ સાચો સાધશો
તો સાધનાની સિદ્ધિમાં તરશો ત્હમે જગ તારશો— ૯૩

' હું ક્ષુદ્ર એક પુરૂષ ના ત્હમને કદી તારી શકું
હું ક્ષુદ્ર એક મનુષ્ય ના ત્હમને કદી પાલી શકું
ઇશ્વર સમર્થ પુરૂષ ત્હારા શ્રેયનું સાધન થશે
નીતિ વડે તે ન્યાયી તાત સમીપ ત્હારી આવશે— ૯૪

' અપરાધી હું છું આપનો કે મ્હેં જુલમ વડે ભર્યું
છે ઝેર ગીઠી જીંદગીમાં હું હવે પસ્તાઉં છું
છે પાપમય મ્હારૂં જીવન ના કે ત્હમારૂં કો રીતે
ઇશ્વર-પ્રભૂ તો ક્ષમ્ય ગણશે કંઈ ગુન્હાઓ આપના— ૯૫

* * * * * *

' મ્હેં આ રીતે ઉપદેશ એને યોગ્ય નીતિનો દીધો
ને એમ એને બતાવ્યો એનો ધર્મ કેવો પાળવો !
માયિક પ્રીતિના બધા વ્યવહાર નીચા માનવા
ન્હાની વયે આ પ્રેમમય વ્યભિચાર મ્હોટી આપદા— ૯૬

* * * * * *

" મ્હાનારને મ્હાવાની નીતિમાં ત્હમે ડૂબી જશો
નિજ સ્વામી સાથે સ્નેહ સાચો રાખશો તો ફાવશો
વ્યભિચારનો વ્યવહાર છે વિપરિત અને વિષમ કંઈ
તે માર્ગ પર અમીમય જીવન રે ! ભ્રષ્ટ થાય હરિ ! હરિ !—૯૭

" મ્હેં જે કૃત્યું તે સર્વ એણે સાંભળ્યું કંઇ શાન્ત રહી
તોયે અરેરે ! આખરે તે હૃદયદેવી રડી પડી
આઘાત્ મ્હારા શબ્દના એના હૃદય પર બહુ થયા
બોલી હવે તે આર્થના કરતી મ્હને દુઃખ પામતાં— ૯૮

* * * * * *

" ના, ના, નથી એ કાયદો કે બેવફા મ્હારે થવું
મ્હારે નથી મ્હારા હૃદયના દેવથી જુદું થવું
મ્હારે નથી સુધા વિના આ જીંદગી સ્થિર રાખવી
વ્હાલા વિના વ્યવહાર મ્હારા કેમ કરી પામે અમી ?— ૯૯

" સુધા સ્મરણ એ જીંદગીનો દિવ્ય–મ્હોટો મંત્ર છે
સુધા સ્વરૂપ હૃદય બજે રસ ઐક્યતાનું યંત્ર છે
સુધા સમાન હૃદય જીવન સંસારમાં જનમ્યું નથી
ચંદ્રાં ચતુર–સુધા મધુરની ઐક્યતા છે મીઠડી !— ૧૦૦

" શું લગ્ન મ્હારૂં અન્ય સાથે થાય તે જોઈ શકું ?
શું હૃદય મ્હારૂં દેહ મ્હારો પાપમાં હોમી શકું ?
હું છું સુધાની તો સદા ર્‌હેની રૂહીશ હૃદય થકી
વ્હાલા ! ન વ્હાલ ત્યજાય એ વ્યભિચાર એવો થાય નહિ— ૧૦૧

" ત્યાગું નહિ ત્હમને કદી આ દેહ–પ્રાણ ભલે જતો
મુજ જાગૃતિ મુજ સ્વપ્નમાં કર્તવ્યમાં તુજ સ્થાન હો !
જીવીશ તો જીવીશ હું ત્હારા હૃદયના રાજ્યમાં
શોભીશ તો શોભીશ ત્હારી સંગતિમાં સર્વથા— ૧૦૨

" પામીશ તો પામીશ મ્હારૂં માન ત્હારા ગાનમાં
જાણીશ તો જાણીશ જીવન માત્ર ત્હારા તાનમાં
તું શ્રેષ્ટ છે, સરદાર છે, જીવસાર છે રસ ભાન છે
માનો મ્હને સાચી સદા રે'વા ત્હમારી આ પથે— ૧૦૩

" સંકલ્પ જ્હેનો શ્રેષ્ઠ એક સદા રૂહે સંસારમાં
કર્ત્તવ્યથી તે મનુષ્ય કંઇ દીપી શકે અવતારમાં
રે ! મૃત્યુ–જીવન એક છે તો લગ્ન પણ કંઇ એક છે
સુધા–સ્વરૂપ આ લગ્ન ગાઢું ના કદી તૂટી શકે— ૧૦૪

" સાથે રહીશું સર્વદા, સાથે રમીશું સર્વથા
છૂટાં થઈશું ના કદી છે જીંદગી આ જ્યાંસુધી
અસ્થિર ઐક્ય સમર્થના સુખ કાંઇ પણ દેવા હૃદે
જીવીશ તો જીવીશ વ્હાલા ! માત્ર ત્હારા આશ્રયે— ૧૦૫

" મ્હારૂં હૃદય ચીરી શકો તો ચીરીને જોઈ શકો
કેવી છબી છે આપની ત્યાં દિવ્ય–સ્થિર રહી અહો !
હું શું કહું મ્હારે મુખે–હું કેટલું–કાં ગ્હાઉં છું ?
વ્હાલા ! વિરોધ વધારશો તોયે નહિ છેટી રહું— ૧૦૬

" ત્યાગો મ્હને તોયે ત્હમારી હું રહું સાચી સદા
ભૂલું ન મ્હારા ભાગ્યના સરદારને નીચી થવા

એનું સ્મરણ અંતર્ રૂહે આ જીંદગીમાં સર્વથા
ના મૃત્યુ સુધી માત્ર વ્હાલા ! સ્વર્ગમાંયે એ કથા— ૧૦૭

" છે આ હૃદય–સાચું હૃદય રસ પ્રેમની બુદ્ધિ ભર્યું
છે આ હૃદય–સાચું–હૃદય વ્હાલા ! થવાને આપનું
છે આ હૃદય–સાચું–હૃદય નીતિભર્યું ન્યાયે ભર્યું
છે આ હૃદય–સાચું હૃદય–જીવન પથે જે જીવતું— ૧૦૮

" જ્હેને ન હું ચ્હાઈ શકું–ત્હેને ન હું પરણી શકું
જ્હેને ન હું ભૂલી શકું, ત્હેને ન હું ત્યાગી શકું
જ્હેને ન હું માની શકું, ત્હેને ન હું પામી શકું
ચ્હાતું રૂંધું જ્હેને હૃદય, છેટી ન હું તેથી રૂહું— ૧૦૯

" વ્હાલા ? વિવેક–વિચારથી એ સત્ય છે અવગત થયું
કે લગ્ન સાચા સ્નેહનું છે લગ્ન માત્ર અમીભર્યું
ને લગ્ન એ સુખ સંપત્તિ સંસારમાં આપી શકે
ને ઐક્ય સાચું માત્ર સાચાં સ્નેહી સંભાળી શકે— ૧૧૦

" અભિપ્રાય અંતર્નો હૃદયના રાજ્યમાં જો ધારશો
તો પ્રાપ્ત પ્રેમપ્રભૂત્વથી તરશો ત્હમે ને તારશો
દુનિયા કૂહે છે શું ? ત્હમે દરકાર એની ના કરો
ઇચ્છયું ત્હમારૂં થાય એવા સિદ્ધ પંથે પરવરો— ૧૧૧

" સુધા વિના ચંદા નહિ દીપી શકે સંસારમાં
સુધા વિના આ હૃદયના જીવન તણી ઝેરી કથા
મ્હારૂં રસિક જીવન અરેરે ! ભ્રષ્ટ કેમ થઇ શકે ?
જે આર્યપ્રેમ હૃદયમહિં તે ના કદી ઉડી જશે— ૧૧૨

" વ્હાલા ! નથી અપરાધ તોયે શાને માટે ત્યાગતા ?
વ્હાલા ત્હમારી રહીશ હું જીવતાં સુધી કંઈ સર્વથા
મ્હારે નથી મ્હારા હૃદયનો ત્યાગ કરવો કો રીતે
મ્હારે નથી મ્હારા જીવનને ભ્રષ્ટ કરવું કો રીતે— ૧૧૩

" છો સુજ્ઞ–દિવ્ય–રસિક–સાચા પ્રેમજ્ઞાતા ઓ પ્રભૂ !
તો હું વધારે આપને આ વિષયમાં શું કહી શકું ?
હું તો ત્હમારી છું અને તે માર્ગમાં રે'વા સદા
સુધા વિના ચંદા તણો સ્વામી ન કોઇ થશે કદા— ૧૧૪

* * * * * *

" એના રસિક વિચાર આવા પ્રેમના જોઇ શકયો
ત્યારે ન મ્હારા હૃદયમાં આનંદનો અવધિ રહ્યો
જાણી શકયો હું માત્ર આ સંસારમાં આ શુદ્ધ છે
પ્રેમાળ સાચી પ્રેમદાતાનું જીવન અદ્દભૂત છે— ૧૧૫

" એના હૃદયના પ્રેમની સાચી પરીક્ષા થઇ ગઈ
ત્યારે હૃદય ઉન્મત્ત થયું કંઇ પ્રેમબળ આવેશથી
ને મ્હેં કરાર કર્યો હૃદયથી હૃદયને ચ્હાવા હવે
ચ્હાઇશ હું ચંદા ! ત્હને–ચંદા હવે તું શાન્ત રે' !— ૧૧૬

" મ્હેં માત્ર ત્હારૂં હૃદય જોવા પ્રશ્ન એ પૂછ્યા હતા
ના કે ત્હને કંઇ ત્યાગવા ના કે ત્હને ભૂલી જવા
ના કે ત્હને કંઇ ત્રાસ આપીને કંઈ રાજી થવા
રે ! માત્ર ત્હારા પ્રેમની કરવા પરીક્ષા શાન્તિદા !— ૧૧૭

" તું શુદ્ધ છે, રસરૂપ છે, કર્ત્તવ્ય ત્હારાં ઇષ્ઠ છે
પ્રેમાળ ત્હારી યોગ્યતા અદ્દભૂતને કંઇ શ્રેષ્ટ છે

તું ચ્હાય છે ચ્હાનારને સાચા હૃદયના ભાવથી
ના સ્વાર્થ કે ના છે ઠગાઇ, તુજ જીવનમાં સુંદરી !— ૧૧૮

" રસ બુદ્ધિ સત્ત્વ પ્રદેશમાં ત્હેં ભાવ છે મ્હારા ભર્યા
યશ યોગ્યતાની સફ્ળતા છે તુજ જીવનમાં સર્વથા
ના ત્રાસ કે ના કે પીડા ઉત્પન્ન થશે તુજ સંગમાં
મીઠું–મધુરું–શાન્ત–સાધુ જીવન વીતશે રંગમાં— ૧૧૯

" મીઠા મધુરા બોલ ત્હારા ને કરારો દિવ્ય છે
તુજ સ્મરણ શક્તિ સતેજ મ્હારૂં હૃદય જોવા આખરે
ભૂલીશ ના તું કોઇ દિન સંસારના સરદારને
ત્હારા વિચાર–વચન–જીવન કંઇ એક છે તે ઐક્ય છે— ૧૨૦

* * * * * *

" તે દિનથી, તે રીતથી હું માત્ર એનો થઇ રહ્યો
ને દિન પ્રતિદિન પ્રેમ એનો પામતો વધતો ગયો
એના સ્મરણમાં મગ્ન થઇને માત્ર એને માનતો
ચંદા ચતુર ચિત્તે વસી હું મર્મ એનો પામતો— ૧૨૧

" જે પ્રેમ પ્રીતિને રૂપે મ્હારા હૃદયમાં આવતો
અદ્દ્ભૂત એનો યોગ મ્હારી જીંદગી નિભાવતો
સ્થિર બુદ્ધિ સાધન રૂપ થઇ સંસારમાં વધતી ગઇ
વિચારના વેદાન્તમાં પ્રિયત્તમ પ્રતિમા પરવડી— ૧૨૨

" ચ્હાતો રહ્યો ચંચળ રહી નિજ–ધર્મથી એ કર્મમાં
ચંદા વિનાનાં સ્વપ્ન ના સંસારમાં વીતી શક્યાં
પામ્યો મધુર પ્રસંગ મ્હારા કર્મનો કંઇ એ વિષે
જીવ્યો કંઇ જીવતાપથી સંસારની સિદ્ધિ લીધે— ૧૨૩

" મ્હાતો હતો ત્હેને ત્યજાય નહિ, કંઇ નક્કી થયું
મ્હારૂં હૃદય એ મર્મમાં ઉન્મત્ત થઇ વધતું ગયું
આવો ભલે પરિણામ એનું કાંઇ પણ સંસારમાં
દરકાર એની ના રૂહી વધવા કંઇ વ્યવહારમાં— ૧૨૪

" જ્હેને જીવન ગણી શકયો હું મોહ તે પામી શકયો
જ્હેને હૃદય માની શકયો, ત્હેને કંઈ મ્હાતો રૂહ્યો
નીતિ—અનીતિના બધા મ્હેં પ્રશ્ન વિસારે મુકયા
દીલને ગમ્યું તે દીલ કરે, દરકાર રહિત થઇ સદા— ૧૨૫

" મ્હેં માન્યું મ્હારૂં શ્રેય એના પ્રેમમાં વધતાં જવું
મ્હેં માન્યો મ્હારો પ્રેમ માત્ર પદાર્થ એની કલ્પના
રસ બુદ્ધિ રાજ્ય પ્રવેશમાં ચંદા કરી—ચંદા બની
હું મિત્ર એને માનતો મ્હેં ધર્મ એ જાણ્યા વળી— ૧૨૬

* * * * * *

" હૃદય ચંદા, થઈ ચંદા
મધુરી મોહીનિ ચંદા
હૃદયના રાજ્યની ચંદા
થઇ સરદાર તે ચંદા— ૧૨૭

" જીગર ચંદા, હૃદય ચંદા
રસે રસ બુદ્ધિ તે ચંદા
સુધાકરને સુધા માની
સુધા વરસાવતી ચંદા— ૧૨૮

" હતો આધાર એનો હું
થઇ આધાર મ્હારી તે
ઉભયનું ઐક્ય આશામાં
વધ્યું વિચાર–આચારે— ૧૨૯

" ન જે વ્હાનારને વ્હાએ
ક્હો બીજું કરે તે શું ?
ન જે પ્રીતી શકે પોષી
ક્હો જીવી શકે તે શું ?— ૧૩૦

" ન માને પ્રેમને નીતિ
ન નીતિ પામી તે શકશે
ગણે ના જ્ઞાન–બુદ્ધિમાં
પ્રિયાને તે હસે છે શેં ?— ૧૩૧

" અનુભવ ઇશ્કનો જ્હેને
થયો ના તે થયો તો શું ?
અનુભવ ઇશ્કનો જ્હેને
થયો ના તે જીવ્યો તો શું ?— ૧૩૨

" હૃદય જ્હેને હૃદય ગણતું
હૃદય ત્હેને શકે પામી
હૃદય જ્હેને જીવન ગણતું
જીવે તે જીંદગી સાચી— ૧૩૩

" વિચારોમાં કરી ચંદા
વિચારોને સુધારીને
વિચારોમાં વધી ચંદા
વિચારોને વધારીને— ૧૩૪

" વિચારોમાં વધેલો ઇશ્ક
આચારે શકયો આવો
વિચારે બુદ્ધિની પ્રિયા
થઇ વ્યવહારની ચાવી— ૧૩૫

" ઉભય જે ઐક્યને પામ્યાં
ઉભય તે સૃષ્ટિ જોતાં'તાં
ઉભય જે રાજ્યને પામ્યાં
ઉભય સરદાર બનતાં'તાં— ૧૩૬

" હવે ચંદા વિના દરકાર
દુનિયામાં રહી કોની ?
ન કો ચંદા વિના નીતિ
હૃદયને પાળવી પણ રહી— ૧૩૭

* * * * * *

' મ્હારૂં અને ચંદા તણું જે ઐક્ય જે રીતે થયું
એ પ્રેમ ને એ ઐક્યની મીઠી કથા મ્હેં મિત્રને
ખુલ્લું કરી મ્હારૂં હૃદય કંઇ તંત્ર છૂપાવ્યા વિના
રસમય થઇ રાજી રહી વિસ્તારીને સઘળી કહી— ૧૩૮

* * * * * *

" ન્હાનારને ન્હાવાની નીતિ શ્રેષ્ઠ માત્ર ગણી શકયો
ન્હાનારને ન્હાવાની રીતિમાં હૃદય ધરતો રહ્યો
પામ્યો મધુર પદાર્થ જ્હેના યોગથી ને સ્વપ્નથી
એ સ્વપ્નમાં ને યોગમાં મ્હેં પ્રેમ પોષ્યો મસ્ત થઇ— ૧૩૯

* * * * * *

" ગાંડો ગણો તોયે હજૂ હું એ હૃદયને ન્હાઉં છું
ડાહ્યો ગણો તોયે હજૂ હું પ્રેમ–ચંદાનો ગણું
હું એક છું ને એકલો એ મોહીનિને માનતો
મ્હારી કથા હો પાપમય કે પ્રેમમય પણ શ્રેષ્ઠ હો !— ૧૪૦

* * * * * *

" ત્યાં મિત્ર બોલ્યો " પ્રેમમાં જો નીતિ નર રાખે નહિ
તો પ્રેમ ત્હેની ઉન્નતિનો રસ્તો કદી બનશે નહિ
ને જ્ઞાની થઇને નીતિ સાથે ઐક્ય જો રાખ્યું નહિ
તો માનજે કે મિત્ર ! ત્હારૂં જીવન સહુ એળે ગયું— ૧૪૧

" ધીમે ધીમે શરૂઆતમાં જે પાપ કંઇ નિર્જીવ હશે
તે પાપ તો પરિણામમાં કંઇ રૂપ મ્હોટું ધારશે
ને પાપીને તે પાપનું દેવું બધું ભરવું પડે
નીતિ ત્યજી ઉન્મત્ત થયો રડતો રહે છે આખરે— ૧૪૨

" ત્હેં પાપ કરવા યત્ન કીધો પાપ પણ પુરૂં કર્યું
નીતિ ન સમજ્યો તત્ત્વની કરવું ઘટે ના તે કર્યું
શોધી શકયો ના સિદ્ધિ ત્હારા કર્મની કે ધર્મની
છે નિંદ્ય આ આચાર ત્હારા મિત્ર ! જો માને કંઇ !— ૧૪૩

" ના જ્હેને તું પરણી શકે ત્હેને તે કાં ચ્હાઈ રહ્યા ?
ત્હેં મોહમય એ જાળમાં હાથે કરી પગને ધર્યો
છે નીચ જે વ્યવહારને પરિણામ જ્હેનું ત્રાસ છે
પ્રીતિ કરે રે ! કોણ એમાં દુઃખ જોવા આખરે ?— ૧૪૪

" આ મિત્રનો ઉપદેશ મીઠો એ સમય તો મ્હેં ગણ્યો
ને નીતિમાં પ્રીતિ કરી જીવવું હવે દૂર પાપથી
સંકલ્પને નિશ્ચય કરી આવા બધા ઉંઘી ગયો
રે ! પણ પ્રભાતે મોહીનિના દર્શને ઉન્મત્ત થયો— ૧૪૫

* * * * *

" રે ! તે સમય ચંદ્રા મધુરી એકલી ઉભી હતી
ત્યાં તે અગાસીમાં અને કંઇ ગાન પણ ગાતી હતી
ધીમો મધુરો સુર એનો કર્ણમાં આવી પડ્યો
ઉભો થયો શય્યા ત્યજીને મોહીનિ પાસે ગયો— ૧૪૬

" ગાતી હતી તે ગાન મીઠું કાવ્ય પણ મ્હારૂં હતું
ને એ મધુરા કંઠથી મોહક રીતે સરતું હતું
દેખી મ્હને શરમાઇ ગઇ ને ગાન પણ ધીમું પડ્યું
ને એકદમ પાસે જતાં ગાવું બધું અટકી રહ્યું— ૧૪૭

" ધીમે હસી મીઠું વદી કે "આજ કાં મોડું થયું ?
શું ઉઠવું ગ્હેલું નથી એ સુત્ર વ્હાલા ! આપનું ?
હું તો ત્હમારી રાહ જોતી આમ અહિં ઉભી હતી
કે કેમ ના દર્શન થયાં ? શંકા કંઈ કરતી હતી— ૧૪૮

" કે શું શરીર નરમ હશે કે ઉંઘ બહુ આવી હશે !
કે ઉઠીને કંઇ કાવ્ય લખવા શાન્ત થઇ બેઠા હશે !

શંકા હવે સઘળી ગઈ ને ત્રાસ પણ ઓછો થયો
દેખી અને દર્શન કરી અવધિ નથી આનંદનો !— ૧૪૯

* * * * *

" તે મોહીનિના શબ્દ મીઠા સાંભળી ઘેલો થયો
પ્રેમાળ એવી પ્રેમદાતા ત્યાગવાનો માર્ગ શો ?
તે વ્હાય છે સાચી રીતે ને ઐક્ય છે ગાઢું થયું
તો મૂર્ખ થઈ હું કેમ આવી સુંદરીને પરહરૂં ?— ૧૫૦

" ઉપદેશ મ્હારા મિત્રનો મ્હેં વ્યર્થ જાણી પરહર્યો
"વ્હાનારને વ્હાતું સદા" સંકલ્પ મ્હેં એવો કર્યો
આવે ભલે પરિણામ એવું દુઃખ કે ત્રાસે ભર્યું
તોયે ત્યજું ના દેવી આવી મોહીનિને સુતનુ— ૧૫૧

" ધીમે ધીમે સંકલ્પ આ સિદ્ધિ રૂપે સાચો થયો
વ્હાનારને વ્હાવાની હું ગાંડાઇમાં વૃહેતો ગયો
માન્યા નહિ મ્હેં શબ્દ કોઈ મિત્રના કે ધર્મના
વિચાર એ વેદાન્ત મ્હારા કર્મનું એ પર જવા— ૧૫૨

* * * * * *

" હું વ્હાઉં, એને વ્હાઉં, મ્હારો ધર્મ હું માની રહ્યો
સર્વસ્વ સાધન જીંદગીનું કર્મ એક પ્રમાણુતો
પ્રિયનું સ્મરણ પ્રિયતા વિષે પદ પ્રેરતું–ઉભું થતું
આશા ભરેલું ઐક્ય એ આચારમાં વધતું હતું— ૧૫૩

" સુખ સ્થિતિ એનું સ્થાન, મ્હારૂં માન એની મોહીનિ
રસ સ્વર્ગનો અનુભવ મ્હને ઉત્પન્ન થશે એ રીતથી

વિશ્વાસમાં વેદાન્ત કંઇક વિચારનું ઉભું થયું
ચંદા થઈ ચિત્ત-વિત્ત મ્હારૂં બુદ્ધિનું બળ પામતું— ૧૫૪

" એ પ્રેમ એની યોગ્યતાનો કાયદો એ કાવ્યમાં
નિયમ વડે નીતિ વધી પ્રીતિ વધી વ્યવહારમાં
તે એમ હું પામી શક્યો રે ! પ્રેમની ઉંચી દશા
પ્રેમી થયો હું પ્રેમમય, બસ પ્રેમમય કંઇ સર્વથા— ૧૫૫

" ન્હાનારને ન્હાતો રહ્યો ને મસ્ત થઇ ફરતો હતો
હું કોઇ પણ રીતે ન પરવા કોઇની કરતો હતો
માન્યું હવે મ્હેં શ્રેય મ્હારૂં મોહીનિના પ્રેમમાં
ને ઐક્ય એ અંતે થશે સિદ્ધિ મ્હને ઉદ્ધારવા— ૧૫૬

* * * * * *

" તોયે અરેરે ! પાપ કાંઈ ગુપ્ત તો રહેતું નથી
ધીમે ધીમે આ વાત મ્હારા પ્રેમની ખુલ્લી થઈ
જાણ્યું પિતાએ પુત્રીનું ચારિત્ર્ય છે નીચું થયું
ને કોઈ વિષયી પાપીના રસ ઐક્યમાં ડૂબી રહ્યું— ૧૫૭

" ને પાપ કરનારો હતો હું એમ પણ સમજી શક્યો
ત્યારે પિતાના ક્રોધનો અવધિ ન કાંઈ પણ રહ્યો
એનો હતો જે પ્રેમ ને રસભાવ કંઈ મ્હારા પ્રતિ
તે સર્વ કંઈ બદલાઈ જાતાં વાર કંઇ લાગી નહિ !— ૧૫૮

" વિદ્વાન્ પણ પાપી હતો તો પ્રેમ ક્યાંથી સ્થિર રે' ?
માતા-પિતા બંને હવે ધિક્કારથી જોતાં મ્હને

ને પુત્રીને સંસર્ગ મ્હારો રાખવા કીધી મના
ને નીતિનો ઉપદેશ મીઠો કંઈ કર્યો સુખી થવા— ૧૫૯

" તું પાપીણિ ! ત્હેં આ કર્યું શું ? પુત્રી તું કોની હતી ?
શો ધર્મ ત્હારો કન્યકાનો તે ન તું સમજી કંઇ
કુંવારી વયમાં કામ આવાં કેમ તું કરતાં શીખી ?
ત્હારા પિતાના કુળનો ના સાચવ્યો ત્હેં ધર્મ કંઈ— ૧૬૦

" મ્હેં કેળવી જ્ઞાની કરી નીતિ શીખાવી ધર્મની
તે સર્વપર ત્હેં ફેરવ્યું પાણી અલી ! નીચ છોકરી !
ત્હેં જ્ઞાનમય વિચારમાં આચાર તો ના સાચવ્યો
દુષ્ટા ! ત્હને હું શું કહું ? ધિક્કાર હો ! ધિક્કાર હો !— ૧૬૧

" મ્હેં માન્યું મ્હારી પુત્રી મ્હારા કુળને ઉદ્ધારશે
નીતિ શીખેલી નીતિ પર રહીને સદા સુખી થશે
તું જ્ઞાની થઈ, તે જ્ઞાન ત્હારા શ્રેયનું સાધન થશે
તે સર્વ મ્હારી માન્યતાઓ છે ઠરી જુઠી હવે— ૧૬૨

" વ્યભિચારના વ્યવહારમાં આરંભમાં તું ઉતરી
ન્હાતાં શીખી ચંડાળને ના બ્હીક પણ મ્હારી ધરી
રે ! પાપીણિ ! ત્હેં પાપ પંથે પ્રેમ રાખ્યો મૂર્ખ થઈ
ધિક્કાર છે, ધિક્કાર છે, કાળું કર્યું ત્હેં છોકરી !— ૧૬૩

* * * * * *

" પિતા ત્યજીને પુત્રીને એકાન્તમાં ચાલ્યો ગયો
રે ! ક્રોધ એનો બહુ હતો ને ક્રોધથી બળતો હતો

પિતા જતાં માતા હવે તે પુત્રીને શું કૂહી રૂહી ?
કે દુષ્ટ મ્હારી કન્યકા આવી અરે ! ક્યાંથી થઇ ?— ૧૬૪

" જો આમ જન્મી કુખ મ્હારી ત્હેં લજાવી છોકરી
તો દુષ્ટ ! તું ન્હાની વયે રે ! કાં અલી ! ના ગઈ મરી ?
શું પુત્રી મ્હારી પાપ કરતાં શીખશે ન્હાની વયે ?
દેખી બધું આ, દર્દ મ્હારા દીલને વીંધ્યા કરે— ૧૬૫

" તું હોત ના તો ઠીક હતું કે આમ ચિંતા ના રહે
જે કન્યકા છે દુષ્ટ ત્હેનું દુઃખ માતાને દહે
ધિક્કાર છે તું ઝેર પીને દેહ ત્હારો દે ત્યજી
કે દેખવું ને દાઝવું એવું કંઇ રૂહેશે નહિ— ૧૬૬

" શું જ્ઞાન ત્હારૂં—પાપનું સાધન થયું આવી રીતે ?
વ્યભિચારના વ્યવહારમાં ડૂબી ગઇ શું આ રીતે ?
જ્યાં પ્રેમ નીતિની હતી આશા અનીતિ ત્યાં થઇ
જે જીવન દિવ્ય ગણ્યું હતું તે ભ્રષ્ટ આમ થયું હરિ !— ૧૬૭

" મુજ કલ્પનાનું કેન્દ્ર આમ "અયું" ફરી—જુદું થયું
પીવું હતું જ્યારે અમી ત્યાં ઝેર પીવાને મળ્યું
મ્હારી હતી "જે કન્યકા" મ્હારી પવિત્ર રહી નહિ
મ્હારા મનોરથ મન મહિં ડૂબ્યા નિરાશ થઇ ગઈ— ૧૬૮

" તું કોણ ? ત્હારો ધર્મ શો ? તે ખ્યાલમાં રાખ્યું નહિ
જે યોગ્ય ના કરવું—કરી ત્હેં મૂર્ખતા વ્હોરી બધી
તે મૂર્ખતા ઝેરી બધી ત્હારૂં જીવન લૂંટાવશે
પાપી મનુષ્ય ન પામવા રસસ્વાર્થમાં કદી ફાવશે— ૧૬૯

* * * * * *

" શો ધર્મ ત્હારો ત્હેં ન રાખ્યો તે કંઇ પણ ધ્યાનમાં
તું અંધ થઇ–વિષયાંધ થઇ, પાપી થઈ અવતારમાં
ન્હાની વયે નીતિ ત્યજી જે જન અનીતિમાં જતું
ના સુખ તે પામી શકે તે હૃદય રોજ રહે રડતું— ૧૭૦

* * * * *

" પાપ કરી પસ્તાશે માનવ આખરે
ત્હેં છે કીધું ત્હારૂં જીવન ભ્રષ્ટ જો
ત્હારી અનીતિ તુજ દુઃખનું કારણ થશે
પામીશ પાપીણિ ! તું મ્હોટાં કષ્ટ જો— પાપ૦ ૧૭૧

" જ્હેને માટે જીવન તું ત્હારૂં રચે
ત્હેને દેવા છેહ કર્યો ત્હેં યત્ન જો
કેમ કરી તું શુદ્ધ સતી જગમાં થશે ?
ના જો સાચવ્યું શિયળ સરખું રત્ન જો— પાપ ૧૭૨

" પાપી વ્હોરે પીડા પોતે હાથથી
જાણે ના કે શું છે સાચો ધર્મ જો
ધીમે ધીમે લોપ હૃદયનો થઇ જતો
જીવનશક્તિ જાણે કો ના કર્મ જો— પાપ૦ ૧૭૩

" કીર્ત્તિ ત્હારી કોઇ કવિ ગાશે નહિ
ચ્હાશે નહિ આ દુનિયા ત્હારૂં સ્થાન જો
જ્ઞાન ઘટે, ગૌરવ ઘટે એ રીતથી
ના એ વિષે રે'શે ત્હારૂં માન જો— પાપ૦ ૧૭૪

* * * * *

" દુનિયામાં છે ડાહ્યું કોણ નીતિ વિના ?
નીતિ ત્યાગી ત્હેણે ગુમાવ્યું સર્વ જો
નીતિ એને લીધે માનવ શ્રેષ્ટ છે
નીતિ એ છે જીવનનો બળમંત્ર જો— પા૫૦ ૧૭૫

* * * * *

" ત્હારે માટે ત્હારો ધર્મ વધારજે
ત્હારે માટે જોજે ત્હારાં કર્મ જો
સુખી સાચે ઇશ્વર તુજને રાખશે
જો તું સમજીશ મુજ જીવનનો મર્મ જો— પા૫૦ ૧૭૬

* * * * *

" માતા પિતાનો ક્રોધ જોઇ કન્યકા બ્હીલી પડી
સુણી બધા એ શબ્દ કડવા દર્દથી રોતી રૂહી
માતા પિતાનો ક્રોધ એના ત્રાસનું કારણ થયો
દુઃખી થઇ—બ્હીલી પડી—રોતી રૂહી—આરામ શો ?— ૧૭૭

" ધીમે ધીમે ઉન્મત થઇ વિચારના એ ત્રાસમાં
માંદી પડી—ફીકી પડી—ગાંડી થઈ વ્યવહારમાં
દીલ દર્દનું ઔષધ નથી હકીમો કને—વૈદ્યો કને
તો કોણ એની જીંદગીને ડુબતી તારી શકે ?— ૧૭૮

" પરિમત ત્હેનો પ્રેમ ન્હોતો માત્ર અલ્પસમય તણો
કે બાહ્ય ખોટો દંભ ન્હોતો ઇશ્કના આચારનો

પ્રેમાળને મીઠું હૃદય સાચું હતું સઘળી રીતે
તો ત્રાસ એવો કેમ એવા યોગપર વેઠી શકે ?— ૧૭૯

" ભયભિત થઈ ફીક્કી પડી દીલ દર્દથી રોતી રૂઠી
વ્હાલા વિનાની વિયોગીનિ રસશાન્તિથી રે ! ભ્રષ્ટ થઇ
અમૃતમય જીવન ગયું ને ઝેર કંઈ પીવું રહ્યું
પ્રિયતમ વિનાનો પ્રેમ ત્હેનું રૂપ છે દુઃખમય ઘણું— ૧૮૦

" એનું હૃદય ઉન્મત હતું–અસ્થિર હતું ઉત્તમ થવા
પ્રિય એક ઇષ્ટ પદાર્થ એના હૃદય બંળનો પામવા
ઈચ્છા હતી એની અનુપમ ઇશ્કને અંગે થવા
ત્હેણે કર્યું તે સર્વ કંઇ તોયે મનોરથ પૂર્ણ ના— ૧૮૧

" વિશ્વાસથી વ્હાલું હૃદય–વ્યવહારથી જુદું થયું
ને જ્યાં હતું એનું વલણ એ માર્ગ પર આવી રહ્યું
સંકલ્પ કંઈ સિદ્ધિ તણો સુંદર થયો–ઉત્તમ થયો
તોયે ન ત્હેને યોગ્ય એવો એક રસ્તો પરવડ્યો— ૧૮૨

" પ્રીતિ–પ્રભુતાનું વલણ વ્હેતું વધારે ના વધ્યું
ના સ્થુલ ત્હેનું રૂપ ત્હેના અંત્ય અંગે જઇ ભળ્યું
પૂરી થતાં આશા પ્રભુએ ઇશ્કને છેદયો હવે
સંધાય પણ સંધાય ના તે સ્વપ્ન જહેવું એ પળે— ૧૮૩

* * * * *

" આઘાતથી ઉભો થયેલો ત્રાસ ત્હેને વિંધતો
ત્હેના હૃદયનાં સત્વ અણુઓને કંઇ ચુસી જતો

ને ચિત્ત ચંચળતા ત્યજીને શુન્ય રૂપે થઇ ગયું
એનું હૃદય એનું રૂહું ના જીવવું ભારે થયું— ૧૮૪

" શું પ્રેમ છે અપરાધ જેથી સહન બહુ કરવું પડે ?
શું પ્રેમ છે કંઇ ત્રાસમય કે ત્રાસ અંતે નીવડે ?
સુખ શોધતાં એ સ્નેહપથમાં દુઃખ કાં ઉભું થતું ?
વિયોગમાં શેં વ્હાલ વ્હાલાનું હૃદયને પજવતું ?— ૧૮૫

" ચંદા ! સુધાકર–સ્નેહનો વિષમ અનુભવ કાં થયો ?
ત્હારૂં હૃદય ત્હારૂં રૂહું ના યોગ એવો કાં મળ્યો ?
ચ્હાનારને તું ચ્હાય છે, છૂટી થવા ઇચ્છા નથી
તોયે અરેરે ! કેમ તું ત્હારા હૃદયથી દૂર થઈ ?— ૧૮૬

" ઇચ્છયું ન જો ત્હારૂં થયું તો પ્રેમ એ શાને હતો !
ઇચ્છયું ન જો ત્હારૂં થયું તો પ્રેમ એ શેં પોષવો ?
શોષાઈ જાય શરીર–શુદ્ધિ–ચિત્ત–બુદ્ધિ એ પથે
તો મૂર્ખ થઈ એ મોહમાં રડવા જવું કાં આખરે ?— ૧૮૭

" ત્હેં પ્રેમ ત્હારો સાચવ્યો તોયે ન સુખ ધરી શકી
તું મૂર્ખ ત્હારો પ્રેમ ના આસમ દેઈ શકયો કંઈ
ચ્હાવું અને સહવું ભલે ચંદા ! એ સદ્ગુણો હશે
પણ એ પદે જે રસિકતા તે ડૂબવા દોરી જશે :— ૧૮૮

" સુધા વિના ન જીવાય એવો યોગ ત્હારા પ્રેમનો
ત્હારા હૃદયને માત્ર સ્વલ્પ સમય મહિં ચીરી ગયો
તું તેજ છે, તું જે હતી, પણ હૃદય રહિત થઈ ગઈ
તું પ્રેમમય, તુજ પ્રેમ સાચો, માત્ર રોવાને અલી !— ૧૮૯

" છે પ્રેમ એ પીડા" ત્હને અવગત વિયોગ વડે થયું
"છે પાપ આવો પ્રેમ" એવું તત્ત્વ પણ તુજને મળ્યું
આરામ ના ઉભો રૂહે, સુખ સ્થાન જો સચવાય નહિ
નિંદા કરે દુનિયા બધી, એ પ્રેમપીડા પાપની— ૧૯૦



" એના પિતાએ એક દિન એકાન્તમાં બોલાવીને
ધિક્કાર ને ક્રોધેભરેલા શબ્દથી વીંધ્યો મ્હને
ત્હેં પાપીએ આ પાપ કરતાં ધર્મ કંઈ રાખ્યો નહિ
ને મીઠી મ્હારી કન્યકાની જીંદગી ઝેરી કરી— ૧૯૧

" મ્હેં માન્યું કે તું જ્ઞાની મ્હારા સ્થાનને શોભાવશે
ને જ્ઞાનની મીઠી મધુરી વાત કંઇ સુણવા થશે
સારા પુરૂષની સંગતિમાં સર્વ કંઇ સારૂં બને
તે ભાવનાથી મ્હેં કરી ત્હારી કદર, રાખ્યો ત્હને— ૧૯૨

" તે જાણતો તું હોઇશ કે હું કેટલો મ્હાતો હતો !
ને ત્હારૂં માન વધારવા હું કેટલું મથતો હતો !
મ્હેં પુત્ર સમજી પુત્રી મ્હારી પ્રેમથી સોંપી હતી
કે સુજ્ઞ નરના સંગમાં તે ખીલશે નીતિ ભરી— ૧૯૩

" ત્યાં કર્મ ત્હેં કેવાં કર્યાં છે પાપમય–ઠગાઇથી
ત્હેં બ્હેન બનતી છોકરીને આમ કાં દુઃખી કરી ?
કે પાપમય ત્હેં પ્રેમ એને શીખવ્યો એકાન્તમાં
ધિક્કાર ત્હારા કુળને ને જ્ઞાનને પાપી અસ્યા !— ૧૯૪

“ ઓ પાપી ! ત્હારૂં પાપ, ત્હારા દુઃખનું કારણ થશે
વિશ્વાસુને દેઇ દગો ત્હેં પાપ જે કીધું હશે
ત્હેં સ્થાન ત્હારૂં સાચવ્યું, ના, માન ત્હારૂં સાચવ્યું
નીચ ! જ્ઞાન ત્હારૂં આજ દેખ્યું, ઝેર ને જુલમ ભર્યું— ૧૯૫

“ તું છોડી દેજે સ્થાન આ, બોલ્યા વિના બીજું કંઇ
હું માત્ર મ્હારી જાત સમજી, છોડી દઉં છું શાન્ત થઇ
નહિંતર બતાવત સ્થાન ત્હારા પાપનું પરિણામ શું ?
ને દેઇ દગો વિશ્વાસુને રડવું પડે છે કેટલું ?— ૧૯૬

“ જા, જા, હવે ઝેરી હૃદય ! વિશ્વાસ ત્હારો શું કરૂં ?
ત્હેં પુનિત મ્હારી કન્યકાના યોગ્ય જીવનને હર્યું
હાથે કરી ત્હેં મૂર્ખ ત્હારા દુઃખને ઉભું કર્યું
ના સ્થાન કોઈ સુખમય નીવડો ત્હને એ શ્રાપ દઉં— ૧૯૭

“ ઉપરોક્ત એના શબ્દ સઘળા સાંભળીને હું રડયો
મ્હેં પાપીએ હાથે કરી મ્હારો ફજેતો આદર્યો
એમાં દઉં હું દોષ કોને ? કોણ ગુન્હેગાર છે
ને સત્ય તે સમજી શકયો કે પાપ પીડાઓ કરે— ૧૯૮

“ ને મિત્રનો ઉપદેશ મીઠો સ્મરણમાં આવી ગયો
મ્હેં વાત માની હોત એતો ત્રાસ આ દેખત ન હો !
રે ! માનને મ્હારી પ્રતિષ્ઠા સર્વ કંઈ ચાલ્યાં ગયાં
ને સ્થાન તે ત્યજવું પડયું દીલ દર્દથી દુઃખી થતાં— [illegible]

" તે સ્થાનને છોડી હવે રૂહેવા ગયો બીજે સ્થલે
ને દુઃખમય સ્થિતિ થઇ ફીલ દર્દથી રોવા હવે
જ્હેની કૃપાથી જીવતો વ્યવહાર સર્વ ચલાવતો
ત્હેની કૃપા ઉડી જતાં હું એકદમ દુઃખી થયો— ૨૦૦

" ન્હોતી કમાવાની કંઇ ચિંતા, હવે આવી પડી
આરામથી રૂહેતો હતો, રોતો રહ્યો વારે ઘડી
મ્હેં નોકરીને શોધવાના યત્ન પણ બહુએ કર્યા
તોયે અરેરે! કોણ જાણે યત્ન નિરર્થક ગયા— ૨૦૧

" ખાવાને માટે ખાણું પણ નાણાં જતાં ભારે થયું
જ્યાં ત્યાં ફર્યો હું બ્હાવરો ને તેજ પણ ઉડી ગયું
ને કોઇ મિત્ર મળી જતાં હું યાચના કરતો હતો
કે કોઈ આ દુઃખી જીવનને સ્હાય રૂપે નીવડો— ૨૦૨

" ને કોઈ મિત્ર ઉદાર મ્હારી આપત્તિ ઉતારવા
કંઈ આપતો બનતી મદદને દિન કંઇ ઓછા થતા
ને મ્હારે માટે નોકરી કંઇ શોધવા મથતો હતો
તોયે અભાગીને લીધે એ યત્ન નિરર્થક જતો— ૨૦૩

" થાકયા બધા એ મિત્ર મ્હારા, યત્ન બહુ બહુયે કરી
તોયે મળી ના કોઇ રીતે પાપી નરને નોકરી
ધીમે ધીમે રે! હાલ મ્હારા સર્વથી ભૂંડા થયા
તે કેમ હાય! હવે થશે ઉદ્ધાર આવી રીતમાં?— ૨૦૪

" હું કાવ્ય ગ્રંથ લખેલ મ્હારા લેઇને ફરતો હતો
કે કોઇ આનું કંઇક આપી હક્ક એનો લઇ જશો

તોયે ન ફાવ્યા તે ક્રિયામાં, કોઇ આલ્કન્ના થયું
જ્હેવો હતો ત્હેવો રહ્યો ઉપવાસનું તપ આદર્યું— ૨૦૫

" રે ! પાપ મ્હારૂં દિન પ્રતિદિન આપનું સ્થાનક થયું
ના શાન્તિ પામ્યો તે સ્થલે જીવવું બધું ભારે પડયું
ધીમે ધીમે એ પાપની ચિંતા મ્હને સળગાવતી
શાને બળું ? ફરૂં બ્હાવરો અસ્થિરને ઉન્મત થઇ ?— ૨૦૬

" એકાન્તમાં મ્હારા હૃદય પર ત્રાસ બહુ આવી પડયા
જાણે મ્હને સેતાન કોઇ ડરાવતો—રીબાવતો
રોતી રૂહેતી આંખ હરદમ, ત્રાસને પીડા વડે
ધાર્યું ન મ્હારૂં થાય, પામ્યો માનના, કોઇ સ્થલે— ૨૦૭

" જે નીતિને નમતો રૂહે ના, કોણ ત્હેને વંદશે ?
નીતિ વિના, પુનિત નહિ નર, કેમ તે સુખી થશે ?
નીતિની રીતિ ના ગણે આરામ કયાંથી પામશે ?
જો પાપ પીડા ના કરે તો, કોણ નીતિ પર રૂહે— ૨૦૮

" સંસારમાં સ્થિતિ મનુષ્યની પાપમાં પડતો રૂહે
ત્હેની નિરંતર ત્રાસમય તે સત્ય હું પામ્યો હવે
હેરાન જ્યાં હાથે થયો, ઉદ્ધાર કોણ કરી શકે ?
નીતિ વિના ન મનુષ્ય કો આરામ કંઇ પામી શકે— ૨૦૯

" મ્હેં માન્યું મ્હારૂં જ્ઞાન મ્હારા સુખનું સાધન થશે
આરામ-એનો ઇષ્ટ એના સત્ત્વ બળથી જન્મશે
પામીશ સર્વ પદાર્થ મ્હારા જીવનના વ્યવહારમાં
ઇચ્છા જે આવી હૃદયમાં ના સફલ થઇ તે સમયમાં— ૨૧૦

" એક દિન હું એકાન્તમાં અસ્થિર થઈ બેઠો હતો
ને ગત જીવનના સર્વ વિચારો બધા કરતો હતો
હું કેવી સ્થિતિમાં હતો ને હાલ શું કરતો હતો ?
આરામમય એ જીંદગીનાં દ્રશ્ય હું જોતો હતો— ૨૧૧

" હું ક્યાં હતો ને ક્યાં ગયો ને સ્થિતિ આ શી ભોગવું ?
જ્યાં માન મ્હારૂં બહુ હતું ત્યાં " દુષ્ટ " કહી નિંદે સહુ
ને જે મધુરી મોહીનિને પ્રેમથી બોલાવતો
ત્હેને ત્યજી આવ્યો અહિં તે હું હતો કેવો અહો !— ૨૧૨

" દિવસ ઘણાયે વહી ગયા રે ! સ્થાનએ છોડી દીધે
ને મુખ મીઠું ના ફરી દેખ્યું હજૂ આવી રીતે !
કે હાલ એના શા હશે જો તે મ્હને ચ્હાતી હશે ?
કે શું મ્હને તે પાપી માનીને હવે ભૂલી હશે— ૨૧૩

" રે ! પ્રેમના આરંભમાં તે કેટલી ઉન્મત હતી !
ને કેમ તે કેવી રીતે બોલાવવા મથતી હતી ?
ધીમું મધુરૂં હાસ્ય એનું કેટલું મીઠું હતું !
ભૂતકાલની એ ભાવનાઓ હૃદયમાં પ્રકટી સહુ !— ૨૧૪

" તે કેવી રીતે કાવ્ય મ્હારાં ચોરીને ગાતી હતી !
કેવો હતો તે કંઠ મીઠો આત્મનું મીઠું અમી !
"વ્હાલા" કહીને વ્હાલથી તે ચુંબતી કેવી મ્હને !
તે દ્રશ્ય સઘળાં સ્મૃતિના બલથી નયન આગળ તરે— ૨૧૫

" દેખી મ્હને તે કેવું મીઠું મંદમંદ હસતી હતી
ને પ્રેમની સાનો મ્હને કેવી રીતે કરતી હતી !

ને એકલાં પડતાં અમ્હે શા વિષય સ્નેહે ચર્ચતાં !
ને સુખ સાચા સ્નેહનું કેવું અનુભવતાં હતાં— ૨૧૬

" ને જ્યારે જ્યારે હું જરા કૃત્રિમ રીસ બતાવતો !
ને પ્રેમ ત્હેનો શોધવા યત્નો કંઈ કરતો હતો !
ત્યારે થતા શા હાલ એના કેવી તે વ્હીલી પડી !
વ્હાલા ! ક્ષમા કરશો મ્હને એ બોલતી કેવું રડી !— ૨૧૭

" ક્રોધી થઇને હું કદી ના બોલવાનું બોલતો
તોયે બિચારી તે મ્હને રીઝાવવા મથતી અહો !
ને સર્વ રીતે સર્વ મ્હારી ચિત્તવૃત્તિને સમજતી
શેને હું ખુશી થાઉં એવા યત્ન એ કરતી હતી— ૨૧૮

" એના પિતાના આશ્રયે આરામ પણ કેવો હતો !
ને તે ઉદાર પુરૂષનો રસભાવ પણ કેવો હતો !
ચ્હાતો હતો તે શુદ્ધ ચિત્તે પુત્ર સમ માની મ્હને !
ના ભેદભાવ કંઈ હતો વૈભવ હતો કેવો મ્હને !— ૨૧૯

" ના ત્રાસ કે પીડા હતી–ખાવા તણી–સુવા તણી !
ને સર્વ મ્હારી જરૂરીઆતો પૂરી પણ પડતી હતી !
ને કેવું મ્હારૂં માન એની સંગતિએ સાચવ્યું
એ રંગમાં મ્હેં મગ્ન થઇને સુખ કેવું અનુભવ્યું !— ૨૨૦

" ને કાવ્ય લખતો મસ્ત થઈ વાંચી વળી સંભાળવતો
ત્યારે પિતા રાજી થઈ શાબાશી શી દેતો હતો !
"પુસ્તક લખી પૂરાં કરો પ્રસિદ્ધ તે સઘળાં કરૂં
ને આમ આવા યત્નનું ફલ માનજો છે રૂડું !— ૨૨૧

" આ સત્ય પ્રીતિથી ભર્યો વિશ્વાસ તે કેવો હતો !  
ને તે ઉદાર પુરૂષ મ્હારૂં હિત કેવું ઇચ્છતો !  
માતા મધુરી મોહીનિ ચંદાની પણ કેવી હતી !  
વ્હાલી મ્હને જાણે ન હોઉં, હું તનય એ પેટનો !— ૨૨૨

" મ્હારૂં શરીર અસ્વસ્થ કદી કોઇ પ્રસંગે થઇ જતું !  
તો ત્યાં મ્હને સુધારવાના યત્ન પણ કેવા થતા !  
મ્હેનત બિચારાં એ બધાં કેવી રીતે કરતાં હતાં !  
ના દ્રવ્ય કે શ્રમનો કંઇ હિસાબ તે ગણતાં હતાં !— ૨૨૩

" ચંદા હતી કેવી બિચારી કેવી મીઠી છોકરી !  
એણે મ્હને આરામ દેવા ભોગ ના દીધા કમી !  
મ્હારી થઇ તે કેમ ને હું પાપી કાં એનો થયો !  
વિચારના વ્યવહારમાં હું દ્રષ્ય તે જોતો હતો !— ૨૨૪

" આવા બધા વિચાર હું અસ્થિર થઇ કરતો હતો  
ભૂતકાલનો વૈભવ ગુમાવ્યો તે લીધે રડતો હતો  
ને દેખતો'તો મુખ મીઠું મોહીનિનું મર્મમાં  
રોતો હતો હું એકલો આંસુ ભરીને આંખમાં— ૨૨૫

* * * * *

" ખાવા મળે ના તે સમયસર ખ્યાલ ખાવાનો થતો  
કારણ અભાવ પદાર્થનો છે મોહ એથી પ્રકટતો  
ભૂતકાળ ભ્રષ્ટ થઇ જતાં ભૂતકાળ ભાવ વધારતો  
એ કાયદો અંતર્ પ્રમાણ મહત્વનો સાચો ખરો— ૨૨૬

" સ્થિતિ સદંતર સ્નેહીઓની એક સરખી ના રૂહે
ના સ્નેહ સાધન સર્વથા અનુકુળ ઉત્તમ રૂહી શકે
ઇચ્છા પ્રમાણે ઇશ્કમાં ના યોગ રમવાના મળે
ઇચ્છા પ્રમાણે ના અનુભવ ઇશ્કના લેવાય છે— ૨૨૭

" ના સ્વપ્નમાંયે ખ્યાલ જે સ્થિતિ તણો મ્હારે હતા
ત્હેવી વિચિત્ર પરિસ્થિતિમાં કેમ હું ઉભો રૂહ્યો ?
છોડી શકું ના સ્થાન જે ઇશ્વર તણા હુકમ થકી
તે સ્થાન મ્હારે છોડવું શાને પડયું સંસારથી ?— ૨૨૮

" દુનિયાની ના દરકાર મ્હારા દીલમહિં કંઈ પણ હતી
તોયે અરેરે ! શક્તિ એની સબલ સાચે સર્વથી
ઇચ્છા ન એની હોય તો આશક કરી કંઇ ના શકે !
એની દયા ના હોય તો તે પ્રેમ શો આરામ દે ?— ૨૨૯

" પ્રીતિ પ્રભૂતાનું મહત્વ મનાય છે દુનિયા વડે
વિચિત્ર કંઇ એવો અનુભવ થઇ ચૂકયો અંતર હદે
મસ્તી મધુરી ગઈ ઉડી ને જ્ઞાનનું ગૌરવ ઘટયું
ધાર્યું થયું ના પ્રેમમય સંકલ્પના સંસારનું— ૩૦૦

" મુજ ચક્ષુમાંથી દ્રષ્ટિની સૃષ્ટિ હરાઇ ગઇ હવે
મુજ હૃદયમાંથી હૃદયની પર્યાપ્તિ દૂર થઈ હવે
મુજ જીવનમાંથી જીવનની શક્તિ છૂપાઇ ગઈ હવે
જ્યાં પ્રેમમય સ્થિતિ પ્રભૂએ ફેરવી જુલમ વડે— ૨૩૧

* * * * *

" વાગ્યા હશે દશ—બાર રાત્રીના કહું અનુમાનથી
જાગૃત હતો હું એકલો દુનિયા બધી સુતી હતી

ધીમો ધીમો દિપક હતો બળતો ત્યાં મ્હારા ખંડમાં
બેભાન બેઠો એકલો ને દ્વાર પણ ખુલ્લાં હતાં— ૨૩૨

" એવે સમય ત્યાં મિત્ર મનહર એકદમ આવી ચડ્યો
એણે મ્હને બેભાન દેખી એકદમ જાગૃત કર્યો
ગાંડા વિચારો આમ કરતાં બુદ્ધિ ચક્રમ્ થઇ જશે
ચિંતા ન કરીએ ચિત્તથી ધાર્યું હરિનું સહુ થશે— ૨૩૩

" એવો મ્હને ઉપદેશ દઇને કંઇક શાન્ત કર્યો મ્હને
ને સ્થિર સ્વત્વ નિહાળી મ્હારૂં વાત આ કીધી મ્હને
" કે ચાલ,ત્હારી મીઠી ચંદા, ત્હારે માટે તલપતી
ગંભીર છે એની દશા, જીવી હવે શકશે નહિ— ૨૩૪

" હું ધારૂં છું કે ચેતના ચંદાની ત્હારા દર્શને
તે દેહને છોડી જશે, તે માત્ર ઇચ્છે છે ત્હને
ત્હેં સ્થાન છોડયું જ્યારથી તે ત્યારથી માંદી હતી
ને તુજ વિયોગે આમ એની શકિત સાવ જતી રૂહી— ૨૩૫

" એના પિતાએ એને માટે યત્ન બહુ વિધ વિધ કર્યાં
તોયે ન ફાવ્યો કોઇ રીતે છોકરી સુધારવા
દીલ દર્દનું ઔષધ નથી હકીમો કને-વૈદ્યો કને
તો કોણ એની જીંદગીને ડૂબતી તારી શકે?— ૨૩૬

" વૈદ્યો કૂહે છે " દર્દ આ છે માત્ર મનના ત્રાસનું
ત્હેને દવા કોઇ નહિ સુધારશે કોઇ રીતે
જો માત્ર મનના ત્રાસનું કારણ કંઇ શોધી શકો
ને ત્રાસ તે ઓછો થવા યત્નો કરો તો ફાવશો "— ૨૩૭

" નહિંતર ત્હમારી છોકરીની જીંદગી ટકશે નહિ
ને જીવશે તોયે કદી ડાહી થઇ શકશે નહિ
છે પ્રેમનો આઘાત એના દર્દની કારણ–ક્રિયા
માટે મથો એ છોકરીનો ત્રાસ કંઇ ઓછો થવા "— ૨૩૮

" પિતા હવે સમજ્યો કે " ચંદા જે ત્હને વ્હાલી હતી
ને પ્રેમ કંઇ ઓછો નહોતો, ઐક્ય કંઇ ઓછું નહિ
સાથે રહેતાં સ્નેહ જે ઉભય હૃદય પામી શક્યાં
ત્હેને ન કંઇ તોડી શકાતો યત્ન લાખ કરોડ હો !— ૨૩૯

" ને શક્તિ સાચા પ્રેમની છે સર્વથી વિશાલ જ્યાં
ત્યાં ત્રાસ કે જુલમવડે તે વલણ સાધ્ય કરાય ના
રે ! જ્હેને મ્હેં ક્હાડી મૂક્યો એના વિના ચંદા જશે
તો હું અભાગીનું જીવન દુઃખમય બધું અતે થશે— ૨૪૦

" છોડી ગણું કે છોકરો, સંતાનમાં તે એકલી
એના વિના વૈભવ બધા શા કામ મ્હારે આવશે ?
ચંદા ગઇ તો શું રહ્યું ? એના વિના જીવાય શેં ?
મીઠી અને ગુણજ્ઞ એવી કન્યકા કોને મળે ?— ૨૪૧

" ચંદા છે મ્હારી ભાવના ને કલ્પનાની કન્યકા
જીતી શકી છે તે બિચારી હૃદય મ્હારૂં સર્વથા
એણે મ્હને આરામ દેવા–ભાવથી સેવા કરી
તે સર્વ હું ભૂલી ગયો ને મૂર્ખ થઇ દુઃખી કરી— ૨૪૨

" એણે કરી છે ભૂલ જે તે ભૂલ છે ભૂંડી ભલે
તોયે અરેરે ! આ પિતા ચંદા નહિ ભૂલી શકે

કે આશ્ર એની જીંદગીનો અસ્ત પણ જોઇ રૂહે
વ્હાનારને પરણાવું ચંદ્રા જો કદી જીવતી રૂહે— ૨૪૩

" ચંદ્રાને માટે દ્રવ્યના દેદારની પરવા નથી
ચંદ્રાને માટે જ્ઞાતિના આચારની પરવા નથી
ચંદ્રાને માટે નીતિની દ્રષ્ટિ ડૂબાવી રાખશું
જહેના વિના ચંદ્રા મરે એને હવે બોલાવશું "— ૨૪૪

" આવા બધા નિશ્ચય કરી એણે મ્હને એવું કૂહ્યું
કે કોઇ પણ રીતે ત્હમારા મિત્રને લાવો અહિં "
એને કૂહો કે ક્ષમ્ય છે સઘળા ગુન્હાઓ આપના
આવો અહિં, આવો ફરી, છે નમ્ર મ્હારી પ્રાર્થના— ૨૪૫

" મ્હેં મૂર્ખ થઇને જે ન કરવું યોગ્ય, તે સઘળું કર્યું
જાણી શકયો નહિ શ્રેય સાધન પુત્રીના રસપ્રેમનું
ને જે પ્રમાદ કરી ચૂકયો તે સોસવો ભારે પડયો
ચંદ્રા જશે તો જીંદગીને જીવવા આધાર શો ?— ૨૪૬

" હું મૂર્ખ થઇને આપનો આચાર કંઇ સમજ્યો નહિ
કર્ત્તવ્ય ધર્મ પ્રણાલી ત્હારા પ્રેમની કે પ્રેયની
જે શ્રેયની વ્યવહાર ત્હારી વિદ્વતાનો ચાલતો
ત્હેના વિના ચંદ્રા મરે તો, આવીને ઉગારશો— ૨૪૭

" મ્હેં આપના અપમાનમાં, અવધિ કંઈ રાખ્યો નહિ
ના ઐક્ય સમજ્યો આપનું—ચંદ્રાતણું હુંતો કંઈ
હું ધર્મજ્ઞાતા ધર્મ સમજ્યો, પ્રેમનીતિ ના ભણ્યો
તેથી હું બને પ્રેમીઓના ત્રાસનું કારણ થયો— ૨૪૮

" યાચું હવે એની ક્ષમા, ચંદા સુખી જેથી થશે
જો યાચના આ લક્ષમાં લઇને સુધાકર આવશે
આવો હવે કોઇ રીતે, ભૂત-ત્રાસને ભૂલી જશો
જ્હેવો હતો ઉદાર હું, એવો હવે તો સમજશો— ૨૪૯

" સંદેશ આ મ્હારો જઈને મિત્રને સમજાવશો
તોયે ન માને તો લખેલો પત્ર મ્હારો લઈ જશો
જે પત્ર એની આંખમાંથી આંસુ અંતે લાવશે
ને પ્રેમથી મ્હાતો હશે ચંદાને તોતે આવશે "— ૨૫૦

" એ પત્રને સંદેશ લઈ, આવ્યો છું હું ત્હારી કને
તો ચાલ મિત્ર! ઉદાર થઇ, ચંદાને કેમ ભૂલી શકે!
એનો પિતા જ્યારે હવે ત્હને માનથી બોલાવતો
તો કેમ ત્યાં ન તું જાય, જે રસસ્થાન તું ઇચ્છી રહ્યો?—૨૫૧

" હું ધારૂં છું કે તું હવે તે સ્થાનને શોભાવશે
ને મૃત્યુમુખે જઈ પડેલી મોહીનિને બચાવશે
છે સર્વરીતે ક્ષમ્ય તે અપરાધ ત્હારા કંઇ થયા
માતાપિતા તે મોહીનિનાં પ્રેમથી બોલાવશે— ૨૫૨

" ત્હારે હવે આ યોગ્યતક ગુમાવવી સારી નથી
ભૂતકાલનો વૈભવ અને રસપ્રેમ તું જીતીશ ફરી
દુ:ખત્રાસની આવી પીડાઓ એકલો અહિં ભોગવે
તે સર્વ કંઇ ઉડી જશેને સુખ સાચું આવશે "— ૨૫૩

" જો માનતો ના હોય મ્હારી વાત આ મુખે કહી
તો પત્ર એ પિતાતણો વાંચી, વિચાર પરિસ્થિતિ
એ પત્ર એણે એમ કહી આપ્યો મ્હને વાંચી જવા
ત્હેમાં હતી બહુ પ્રાર્થના આ પાપીને તેડાવવા— ૨૫૪

" આ પત્રથી ઓ સુત સાધુ ! ક્ષમ્યગણુ અપરાધ સહુ
ને મ્હારી—એની જીંદગી ઉદ્ધારવાને આવ, તું
હું માનું છું કે મ્હેં ત્હને છે ત્રાસ આપ્યો બહુ રીતે
તોયે બધું ભૂલી જવા ઉદાર તું શું નહિ થશે ?"— ૨૫૫

" આવીશ તો પામીશ મ્હારૂં માનને વૈભવ બધા
ચંદ્રા ત્હને વ્હાલી હશે તોતે હવે ત્હારી સદા
હું લગ્ન ઉભયનાં કરીને ઐક્ય એવું સાચવું
કે કોઈ પણ રીતે ઉભયને ત્રાસ પીડા ના રહે— ૨૫૬

" મ્હેં વલણ એના પ્રણયનું નિરખ્યું નહિ નીતિવડે
મ્હેં સત્ત્વ સાત્ત્વિક સબલ એના સ્નેહનું જોયું ન તે
અધિકાર ઉપર ઇશ્કનો વિચાર પ્રાપ્ત થયો નહિ
ત્યારે પ્રમાદ વધ્યો જીવનમાં—ભૂલ આવી થઇ ગઇ— ૨૫૭

" મ્હેં જે કર્યું તે માત્ર સઘળું ન્યાયને રસ્તે જવા
ન્હોતો કદી એ યત્ન મ્હારાં હૃદય ઉભય દુભવવા
ભૂતકાળની એ ભૂલને મ્હારો પ્રમાદ ગણી શકું
તો કેમ નહિ તું ક્ષમ્ય કરશે રૂપ ગુન્હાનું થયું ?— ૨૫૮

" તું આવ અહિં સત્કાર ત્હારો સ્નેહથી કરવા બધાં
બેઠાં અને કંઈ રાહ જુએ આવ સુધાકર ! હવાં
સદ્‍ભાગ્યથી સંસારમાં ભૂતકાળ—ભૂલ જણાય છે
ને તે પદે વધતો રહેલો ત્રાસ ઓછો થાય છે— ૨૫૯

" ચંદ્રા—સુધાકર ઐક્ય ત્હારૂં સ્નેહનો સંસાર હો !
સુખી રહો ઉભય હૃદય એ મુજ હૃદયનો ભાવ હો !
કલ્યાણકર પ્રીતિવડે કલ્યાણ ઉભયનું થજો !
ને સ્નેહી સાચાં સર્વરીતે વિશ્વમાં વિજયી રહો ! ૨૬૦

( પ્રથમ ખંડ સમાપ્ત. )

# દ્વિતીય ખંડ.

" મ્હેં મિત્રે જે જે વાત કહી, ને લક્ષ દઇને સાંભળી
ને પત્ર તે પિતા તણોયે લક્ષ લઇ વાંચ્યો વળી
સુણી બધી એ દુઃખમય કહાણી બહુ દુઃખી થયો
શું પ્રેમ મ્હારો આ રીતે છે સર્વને દુઃખ રૂપ થયો ?— ૨૬૧

" મ્હાતો હતો જ્હેને હું એતો મૃત્યુને મુખે પડી
મ્હારા વિયોગે સ્થિતિ એની આવી, આવી, રડી રડી
તે મુગ્ધ–મીઠું સરલ હૃદ શેં ? દુઃખ કેમ સહી શકે ?
આઘાત્ એ જીરવી શકે ના ત્રાસના કોમળ હૃદે ?— ૨૬૨

" મ્હેં સ્થાન એ જ્યારે ત્યજ્યું, આવું કંઇ કલ્પ્યું હતું
કે હું ભલે જાઉં પરંતૂ દુઃખ એ ચંદા તણું
ચંદા બિચારી એકલી મ્હારા વિના દુઃખી થશે
ને એમ એ વિયોગ એના મૃત્યુનું કારણ થશે."— ૨૬૩

" એનો પિતા એના હૃદયનું સ્થાન ના સમજી શક્યો
ત્હેને ન તે આરામ એના હૃદયનો તો દઇ શક્યો
એણે ન કરવું યોગ્ય, એવું કામ, ક્રોધી થઇ કર્યું
પસ્તાશે તે જ્યારે જણાશે, રૂપ એના હૃદયનું."— ૨૬૪

" શું સ્નેહમય જીવન કદી કોઈ કંઈ છેદી શકે ?
રે ! કોણ સાચાં સ્નેહીઓનું ઐક્ય શેં તોડી શકે ?
સ્થિતિ ન સમજે સ્નેહના વ્યવહાર કે વિચારની
તે અન્યને દુઃખી કરે ને થાય પોતે દુઃખી વળી "— ૨૬૫

" આ કલ્પના મ્હારી મ્હને સાચી જણાઈ આ સમય
ને સાચી પ્રીતીનો સદા છે અંતમાં મ્હોટો વિજય
તે સત્ય પણ અવગત થયું ને હર્ષ હું પામ્યો કંઇ
મીઠી હવે મળશે મ્હને ચંદા રસિકડી સુંદરી— ૨૬૬

" મ્હેં એમ કંઈક અનુભવ્યો આનંદ મ્હારા હૃદયમાં
ને કંઈક ત્રાસવડે તપ્યો કેવી હશે એની દશા ?
તે મૃત્યુ મુખે જઇ પડેલી શું નહિ જીવી શકે ?
ને જીવશે નહિ તો અરે ! મ્હારી દશા કેવી થશે ?— ૨૬૭

" ઓ પ્રભૂ ! આ દીન હૃદયપર દ્રષ્ટિ મીઠી રાખજે !
ને કોઇ પણ રીતે દયાળુ ! દેવીને તું બચાવજે !
એના વિના હું નહિ હવે જીવી શકું કોઇ રીતે !
તો ઐક્ય આ ઉભય હૃદયનું દીર્ઘ-સ્થિર ટકાવજે !— ૨૬૮

" ત્હારા પ્રતાપે હું છું એના પ્રેમને જીતી શકયો
ને ત્હેમ હું ત્હારા પ્રતાપે સ્થાન એ પામી શકયો
ત્હેં ત્રાસ કે જુલમ વડે વીંધ્યો નથી વ્હાલા ! કદી
જે જે સુખો મ્હેં ભોગવ્યાં તે સર્વ છે ત્હારી રતિ !— ૨૬૯

" હું મૂખ ને અજ્ઞાની ત્હારી શક્તિ શી જાણી શકું ?
તોયે કહું કે તું કરે છે સર્વ કંઇ ડ્હાપણ ભર્યું
હું જોઉં છું હરદમ દયા, સુખ-શાન્તિ, ત્હારા કર્મમાં
રે ! મૂર્ખ માત્ર ન માનતું કેવી મીઠી તુજ યોજના !— ૨૭૦

" મ્હેં પ્રાર્થના વ્હાલા પ્રભૂની આ રીતે મનમાં કરી
ને ત્યાર બાદ થયો હવે તૈયાર, જોવા સુંદરી

ત્યાંથી અમ્હે ધીમે ધીમે, ને સ્થાન છોડી નીકળ્યા
રસ્તામાં પણ ચંદાપરત્વે વાત કંઇ કરતા હતા— ૨૭૧

" દેખી મ્હને ચંદા હવે તે કેવી શાન્ત સુખી થશે !
ને કેવી ત્હેની પ્રેમદૃષ્ટિ આ હૃદયને લાગશે ?
સુતી હશે બેભાન તોયે ભાન ત્હેનું આવશે
દેખી મ્હને રાજી થશે—સાજી થશે—સુખી થશે !— ૨૭૨

" એને હવે સંયોગ મ્હારો, દર્દની મીઠી દવા
ધીમે ધીમે ચૈતન્ય એનું પામશે જુદી હવા
ધીમે ધીમે તે બોલશે ને સ્મિતહાસ્ય કરી જશે
ને મૃત્યુ ત્રાસ ભર્યું હવે દેખી મ્હને ન્હાસી જશે— ૨૭૩

" પામીશ હું તે પૂન્ય–પ્રીતિ જીંદગીમાંયે ફરી
સાધીશ હું સ્થિતિ હવે સંસારમાં સુખો તણી
હૈયું હવે હરદમ એનું હાથ રૂહેશે પ્રેમમાં
ત્હેને હવે ના ત્રાસ કોઈ કો રીતે રીબાવશે— ૨૭૪

" આવા બધા મીઠા મનોરથ હું કંઈ કરતો હતો
ને સ્નેહીમિત્રની સંગ હું પગલાં કંઇ ભરતો હતો
અંતે હવે તે સ્થાન આવ્યું સ્વર્ગમય મ્હારે હદે
ધીમી પડી ધીમી ગતિ મ્હારા ચરણની તે સમે— ૨૭૫

" જ્હેણે મ્હને કંઈ દુષ્ટ માની એકદમ ત્યાગ્યો હતો
ત્હેની સમક્ષ ફરી જવું એ ત્રાસથી મુજ રૂણી
ને જ્યાંથી મ્હારાં માન–કીર્ત્તિ સર્વ નષ્ટ થયાં હતાં
રે ! કેમ જાઉં ફરી હવે હું નફ્ટ થઇને મૂર્ખ ત્યાં ?— ૨૭૬

" ત્યાં સર્વ શું દેખી મ્હને નિંદા નહિ મ્હારી કરે ?
ને પાપી પાપભર્યો ગણી શું સર્વ નહિ છેટાં રહે ?
ને સર્વજન શું ત્યાં મ્હને સત્કારથી બોલાવશે ?
કે પાપીને દેખી બધાં ગુસ્સે થશે–ક્રૂરજ થશે ?— ૨૭૭

" શું સ્નેહીઓના સ્નેહમાં એ પાપ પીડા રૂપ થયું ?
અધિકાર શું ઉડી ગયો ને સર્વથી બ્હીવું રહ્યું ?
જ્હેને હસી હું બોલાવતો રસપ્રેમને મમતા ભરી
તે સર્વ શું શત્રુ થયાં મ્હારાં હવેરે ! ઓ હરિ !— ૨૭૮

" મ્હેં જે કર્યો અપરાધ કંઈ અપરાધ તે છાનો નથી
મ્હેં જે કર્યો અપરાધ કંઇ અપરાધ તે થોડો નથી
વિશ્વાસુને દીધો દગો તે ના વધારે શું કરે ?
ને કામ જે કાળું કર્યું તે પાપ, પીડા ના ભરે ?— ૩૭૯

" જો જાઉં તોયે ત્રાસ છે, ના જાઉં તોયે ત્રાસ છે
ના જાઉં તો મીઠી મધુરી મોહીનિ તો ના જીવે
ને જાઉં તોયે જીંદગી જે સ્થાનમાં ઝેરી થઈ
તે ઝેર પીવાનું હવે સામર્થ્ય કંઈજ રહ્યું નથી— ૨૮૦

" માને છે મન જાવું પરંતૂ હાય ! પગ પાછા પડે
કે શું બતાવીશ મુખ મ્હારૂં સ્નેહીઓને તે સ્થળે ?
સત્કારથી બોલાવશે પણ પાપ ના ભૂલી જશે
ને જે હૃદય ખાટાં થયાં તે કેમ હાય ! મીઠાં થશે ?— ૨૮૧

" મ્હેં સ્વાર્થ મ્હારો સાધવા છે અન્યને ગાંડાં ગણ્યાં
ને મ્હારૂં ધાર્યું થાય એવી યોજી નીચી યોજના

ને પાપને મ્હેં પ્રેમ માની જીંદગી હોમી દીધી
તોયે હવે તે ત્રાસ જીરવવાની શકિત રહી નથી— ૨૮૨

" માતા સમાન મધુરી પેલી લક્ષ્મી તો કેવી હતી !
ત્હેણે મ્હને માન્યો હતો રે ! પૂત્ર એના પેટનો
એને હવે હું કેમ "માતા" એમ બોલી રીઝવું ?
જ્યાં પાપીએ એના હૃદયને એકદમ ખારું કર્યું— ૨૮૩

" પિતા સમાન પવિત્ર તે પુરૂષ શું શું બોલશે ?
દેખી મ્હને રાજી થશે કે એકદમ ગુસ્સે થશે ?
કે માન હું પામીશ કે અપમાન ત્યાં મ્હારૂં થશે ?
આવા બધા એ ત્રાસમય વિચાર હું કરતો હવે— ૨૮૪

" દેખી મ્હને ત્યાં એકદમ બીક્યો, દયાલુ મિત્ર તે
કલ્પી શકયો મનની વ્યથા કે મિત્ર આ શાને સહે ?
ત્હેણે મ્હને તે ત્રાસમાંથી મુક્ત કરવા મિષ્ટ કંઇ
બોલ્યો બહુ વ્હાલપણ ભરેલા શબ્દ શાન્ત ને સ્વસ્થ થઇ—૨૮૫

" તું ત્રાસ તે વ્હોરી વૃથા, શો સાર સ્નેહી વ્હાડશી ?
છે કલ્પના ત્હારી બધી જુઠી હવે આવી પળે
ત્યાં કોઇપણ અપમાન ત્હારૂં કોઈ કંઈ કરશે નહિ
દેખી ત્હને રાજી થશે, કે " કોઈ કંઇ બળશે નહિ— ૨૮૬

" જો ત્યાં નહિ તું જાય તો ચંદ્રાને કોણ બચાવશે ?
ત્હારા વિના એના હૃદયનો વૈદ્ય કોઇ રૂડો નથી
તું જ્યારે એની જીંદગીના સુખનું કારણ થશે
ત્યારે કહે કે કોણ ત્હારૂં માન નહિ ત્યાં સાચવે ?— ૨૮૭

" આતુર છે સ્નેહી બધાં જોવા ત્હને સ્નેહી ! ફરી
ત્યારે પડે તું આમ ફીક્કો, રીત એ સારી નથી
તું ત્રાસમય વિચાર એ સઘળા હવે દેજે ત્યજી
કે જે નિરર્થક વ્હેમ ત્હારૂં તેજ—સત્ત્વ લીયે હરી— ૨૮૮

" ઉપદેશ મ્હારા મિત્રનો મ્હને શાન્ત કંઇક કરી શકયો
તોયે હૃદયનો ત્રાસ તો એવોને એવોયે રહ્યો
ને જે થવાનું હોય તે થાઓ, હવે પરવા નથી
તે ત્રાસ—તાપ હતો તથાપિ, મસ્તી આવી ઉપડી— ૨૮૯

" ને એકદમ આવેશમાં આવી જતાં ઉપર ગયો
ને મિત્ર મ્હારોયે મ્હને એવે પ્રકારે અનુસર્યો
બંને અમ્હે જે ખંડમાં ચંદ્રા બિમાર સુતી હતી
તે ખંડમાં દાખલ થયા અસ્થિરને ઉન્મત્ત થઇ— ૨૯૦

* * * * *

" પિતા અને માતા બિચારી કન્યકાનાં ત્યાં હતાં
ને રાહ મ્હારી જોઇને અસ્થિર થઇ બેઠાં હતાં
વિચાર એ કરતાં હશે," શું ના સુધાકર આવશે?
ને આવશે નહિતો મધુરી કન્યકા પુરી થશે— ૨૯૧

" બેઠાં હતાં બેભાન જ્હેવાં દુઃખને ત્રાસે ભર્યાં
ને વારેવારે પુત્રીનું નિસ્તેજ મ્હોં જોતાં હતાં
શું આમ આ ઉડી જશે ને જીંદગી પૂરી થશે ?
ચંદ્રા વિના "બાપુ" કે "બા" એ શબ્દ કોણજ બોલશે ?—૨૯૨

" ચંદ્રા હતી સુતી બિચારી એક રમ્ય પલંગમહિં
ને દેહ આચ્છાદિત હતો તે, એક શાલ રત્નથી

નિસ્તેજ ત્હેની મુખમુદ્રા માત્ર બ્હાર રહી હતી
સુતી હતી આંખો મીંચીને કંઇક નિદ્રામાં હતી— ૨૯૩

" માતા અને પિતા ઉભયતો કોચપર બેઠાં હતાં
તે કોચ પુત્રીના પલંગની એકદમ પાસે હતો
ન્હોતાં ભલે દર્દી તથાપિ તેઓ પણ વ્હીલાં હતાં
તે ચિત્ત ચિંતાવશ થઇ આઘાતથી રોતાં હતાં— ૨૯૪

" ન્હોતું જવું હું ત્યાં ગયો, જ્હેની કને, ત્હેની કને
જ્હેને ફરી ના જોઇશ " તે સુતી હતી રે ! તે સ્થલે
ચંદા મધુર રસિક મુર્ત્તિ દ્રષ્ટિએ અંતે ચ્હડી
બિમારને બેહાલ દેખીને હૃદય રોયું ફરી— ૨૯૫

" અસ્થિર ચિત્ત ઉન્મત્ત થયું-ઘેલું થયું-ગાંડુ થયું
શું હું મધુર તે મોહીનિના હાલ એ જોઇ શકું ?
ચ્હાતો હતો ત્હેને ન હું દુઃખી કંઈ જોઇ શકું
પ્રીતિ-વિમુગ્ધ જીવન-હૃદયના ત્રાસમાં હોમી શકું !— ૨૯૬

* * * * *

" ચંદા હૃદય રસરાજ્યમાં રમતી હતી-ભમતી હતી
ચંદા હૃદય રસરાજ્યમાં સરદાર શ્રેષ્ટ થઇ હતી
ચંદા સુકાન સ્વરૂપ મ્હારૂં હૃદય-નાવ ચલાવતી
અસ્થિરને ઉન્મત્ત હૃદયમાં માત્ર તે ચંદા હતી— ૨૯૭

" તે ત્યાં હતી, હું જ્યાં હતો, જ્યાં ગાન હું ગાતો હતો
જ્યાં મધુર એનાં સ્વપ્ન લાવી યાદ હું રોતો હતો
ને જે સ્થલે તે મોહીનિની આકૃત્તિ કંઈ નાચતી
ત્હેવે સ્થલે હું એકલો અસ્થિર થઈ ઉભો હતો— ૨૯૮

" મ્હારૂં હૃદય મ્હારૂં હતું, મ્હારૂં જીવન મ્હારૂં હતું
તોયે બધું તે મ્હેં હૃદયની દેવીને સોંપ્યું હતું
વિમુગ્ધ જ્હેની વાસના વ્યવહાર સર્વ ચલાવતી
ત્હેને બળે હું દ્રષ્ય મ્હારા ઇષ્ટનાં જોતો હતો— ૨૯૯

" પિતા અને માતા હવે દેખી મ્હને રાજી થશે
જ્યારે જીવન નિજ કન્યકાનું છે સુધાકર, માનશે
સુધા વિના સ્થિતિનું ગૌરવ કોણ પણ સમજી શકે ?
પ્રીતિ વિના પ્રારબ્ધ નીતિનું ન કોઇ રચી શકે— ૩૦૦

" ચંદા ત્હને વ્હાતાં હૃદય સંસારમાં સાચું થયું
તે સત્યતાનું તેજ તુજને રક્ષવાને આવતું
સત્કાર ત્હેનો થાઓ ત્હેની ઔષધી અદ્‌ભૂત થજો
ને મુજ હૃદય મ્હારા હૃદયની શાન્તિનું સાધન થજો !— ૩૦૧

" સુતી હશે બેહાલ ત્હેની બુદ્ધિ તો જાગૃત થશે
પામી હશે જે ત્રાસ ત્હેનો ત્રાસ તો ઓછો થશે
ભૂલી હશે જે ભાન ત્હેનું ભાન અંતે આવશે
વ્યાધિ વિમુક્તજીવન હવે કર્ત્તવ્ય ગતિએ પહોંચશે— ૩૦૨

" દેહાન્ત દેહ સ્વરૂપ એની સત્યતાનું પામશે
રસબુદ્ધિની રસજાગૃતિમાં દેહ પણ લીલો થશે
મીઠું મધુરૂં સ્વપ્ન જ્હેનું ચાલતું વ્હાતાં મ્હને
તે સ્વપ્ન ત્હેની આકૃત્તિના ચિત્રથી જુદું થશે— ૩૦૩

" બોલી શકે બેભાન થઇ તે ભાન કંઇ જૂઠું નથી
ત્હેમાં હૃદય મ્હારૂં રૂહે છે શ્રેષ્ટને સુંદર થઈ

ઉભય હૃદય અદ્ભૂત સાચી ઐકયતાને પામશે
ચંદા ચતુર–સુધા મધુર–મનુષ્યને માને થશે— ૩૦૪

" વિચાર આશા આમ મ્હારા હૃદયમાં રમતાં હતાં
ચિંતા–વિષાદ વિમુક્તિની યુક્તિ કંઈ રચતાં હતાં
બુદ્ધિ પ્રદેશ ગતિ શરીરને જ્હેમ–ત્હેમ નચાવતી
ને ત્હેમ ત્હેમ કર્ત્તવ્ય મ્હારી ભાવના ઉભી થતી— ૩૦૫

* * * * * *

" દેખી મ્હને રાજી થયો પિતા અને ઉભો થયો
આવ્યો ભલે તું ભાઈ! મ્હારી જીંદગી ઉદ્ધારવા
ત્હારા વિના આ સ્થાનમાં હું સુખ દેખી ના શકયો
સાધન ભલે વિધવિધ અહિંયાં સુખ દેનારાં હતાં— ૩૦૬

" ત્હેં જ્યારથી આ સ્થાન છોડયું ત્યારથી પીડા વધી
ને એકની આ એક મીઠી કન્યકા મરવા પડી
મ્હેં એને માટે ડૉકટરોનાં બીલ બહુયે ચૂકવ્યાં
તોયે અરેરે! યત્ન કોઇ કામ આવ્યો ના જરા— ૩૦૭

* * * * * *

" આરંભમાં તે એકલી એકાન્તમાં રોતી હતી
ને કોઇ અન્ય બોલાવતું તોયે ન કંઇયે બોલતી
વાચાળતા એની બધી ધીમે ધીમે તો નષ્ટ થઇ
ને હોય જાણે શુન્ય, ના, તે ત્હેમ તો ફરતી હતી— ૩૦૮

" તે નિત્ય માત્ર ઉદાસ રહી, વ્યવહાર નાયે નિભાવતી
ખાવાપીવાનો ખ્યાલ પણ તે સાચવી શકતી નહિ

ને બેઠી બેઠી તર્ક-તરંગો માત્ર તે કરતી હતી
ને એકલી રોતી કદી ને એકલી બળતી હતી— ૩૦૯

" પ્હેલાંની પેઠે ના હવે શૃંગાર તે ધરતી હતી
ને જાણે હોય વિરાગી એવો વેષ તે કરતી હતી
કાળાં કદી-ધોળાં કદી, તે વસ્ત્ર અંગે ધારતી
ના રેશમી-રંગીન સાડી તે હવે ઇચ્છતી હતી— ૩૧૦

" એણે ત્યજ્યો વૈભવ બધો મ્હારા જીવનને છાજતો
ને માત્ર એની કલ્પનાનો શોખ ત્યાં ઉભો રહ્યો
એણે ત્યજ્યું અમૃતમય ભોજન અને ગાંડી થઇ
ને સુકી લુખી ભાખરીમાં પામતી સંતોષ કંઇ— ૩૧૧

" જે નિત્ય નિત્ય નવિન તે પોષાક પ્હેલાં લાવતી
કિંમતી અને ફેશનભર્યા, સુંદર અને મોહક વળી
ત્હેનાં બધાં હું બીજા જે આનંદથી ભરતો હતો
ત્હેણે ત્યજ્યું તે સર્વ જાણે મોહ એ ઉડી ગયો— ૩૧૨

" જ્યારે જતી સિંધુતટે ફરવા તે ગાડી લઇ જતી
ને જાય ત્યારે એની સાથે કો સખી રહેતી હતી
ત્હેણે ત્યજ્યું તે સર્વ કંઇને જાય તોયે ચાલતી
કોઇ સખી આગ્રહ કરે તોયે જતી તે એકલી— ૩૧૩

" ખાવાપીવાના શોખ એને કેટલા કેવા હતા ?
ને કેટલાં તે કેવી રીતે નાટકો જોતી હતી ?
કે બાગ-વાડી બંગલે તે કેટલું ફરતી હતી ?
તે સર્વ એના શોખ જાણે કોણ કેમ ગયા ઉડી ?— ૩૧૪

" ધીમે ધીમે નિસ્તેજ એની મુખમુદ્રા થઇ ગઇ
ખાવા ભલે બેસે ન તોયે ખાઇ તે શકતી હતી
ધીમે ધીમે શક્તિ જતાં તેતો પથારીવશ થઇ
કાયા સુકોમલ કન્યકાની એકદમ વ્હીલી પડી— ૩૧૫

" લાલી ગઇ—લાલિત્યની સાથે વળી રૂપાળાપણુ ગયું
ને હોય જાણે ગાંડી એવાં ચિહ્ન તો ઉભાં થયાં
ફીકકું પડેલું મુખ એનું વ્યાધિ એની બતાવતું
ગૌરવ જતાં તે જ્ઞાનતંતુઓ બધાં ઢીલાં પડયાં— ૩૧૬

" ને બોલતી તોયે બધું બેશુદ્ધિમાં, એવું ગણી
એને અમ્હે તો વારતાં કે " બ્હેન! મૌન પડી રૂહે
બોલીશ બહુ તો દર્દ ત્હારૂં એકદમ વધી જશે
કારણ હવે તુજ દેહમાં શક્તિ નથી કંઇ પણ રૂહી— ૩૧૭

" રે! ડૉકટરો જે જે દવાઓના શીશાઓ આપતા
ત્હેને અમ્હે સમજાવીને કો રીતથી પાતા હતા
તોયે દવા એકે નહિ તે દર્દ દૂર કરી શકી
રે! ઉલટી ધીમે ધીમે ગંભીર સ્થિતિ રૂહી બની— ૩૧૮

" પ્હેલાં હતું કંઇ ભાન જે રે! ભાન તે ઉડી ગયું
ને ડાહી મ્હારી કન્યકા તે દર્દમાં ગાંડી થઇ
ઉઠી અને ઉભી થઇ, છોડી પથારી ન્હાસતી
ને "એકદમ જાવા મ્હને દો" એમ તે લવતી હતી— ૩૧૯

" ત્હેને પકડતાં બોલતી તે " નહિ રૂહું, હું નહિ રૂહું
આવી રીતે આ સ્થાનમાં હુંતો નહિ જીવી શકું
છોડો મ્હને જાવા ન કાં દો? મ્હારૂં ધાર્યું નહિ થશે?
તું કોણ છે? છેટો રૂહે, હું જઇશ કોઇ બીજે સ્થલે "—૩૨૦

" તોફાન ર્‌હેનું તો વધ્યુંને જ્ઞાન ર્‌હેનું તો ઘટયું
ગાંડી થઇ ગઈ છે હવે તે " એમ સહુકો બોલતું
ના કોઇથી બ્હીતી હતી, ના કોઈને ચ્હાતી હતી
એનો હતો હું તો પિતા તોયે મ્હને ના જાણતી— ૩૨૧

" રોતું હતું એનું હૃદય રસતૃપ્તિના સાધન વિના
ડૂબી ગયું' તું જ્ઞાન એનું, માત્ર એક સુધાવિના
જાગૃતિમય જીવન બધું સુષુપ્તિને સ્થાને પડયું
ધીમે ધીમે ચૈતન્ય એનું, ધર્મ એનો ત્યાગતું— ૩૨૨

" આવેશમાં આની કદી તે ક્રોધથી રાતી થતી
દેખી મ્હને તે આંખ ફાડીને મ્હને જોતી હતી
ને કોણ હું છું એ બધું એ બ્હાવરી ભૂલી જતી
ને માત્ર કંઇ ધિક્કારથી તે મ્હારી સાથે વર્ત્તતી— ૩૨૩

" કોઇ સમય ગાંડી ગઝલ લલકારતી ઉભી થતી
શય્યા ત્યજીને એકલી આ ખંડમાં ફરતી હતી
ગાતી હતી તે ગાન કંઇ રે ! નામ સુધાનું લઇ
ને કો સમય તે વસ્ત્ર એનાં ફાડતી, જો ફાવતી— ૩૨૪

" તાજી હવા એને મળે એવા પ્રયત્ન બહુ કર્યાં
તોયે ન તે ગાંડું થયું જીવન પામ્યું જાગૃતિ
સંસારના વ્યવહારનું એને રહ્યું છે ભાન ના
બેભાન આમ પડી રહી ! વીતાવતી દિવસ બધા— ૩૨૫

" વૈદ્યો કહે છે કે " હવે આ છોકરી જીવે નહિ
છે માત્ર એક ઉપાય જો આવે સુધાકર અહિં કદી

તો તો કદી આયુષ્ય એનું જો હવે અવશેષ હો
જીવે અને શય્યા ત્યજે, ત્હેના વિના લાચાર છો."— ૩૨૬

" અંતે ત્હને મ્હેં આજ બોલાવ્યો અહિં, ઉગારવા
આ મ્હારી મીઠી કન્યકાની જીંદગી સુધારવા
ઉભી થશે શય્યા ત્યજીને જો કદી તે જીવશે
ને ભાનમાં આવી જશે તો તે સદા ત્હારી થશે— ૩૨૭

" છે ક્ષમ્ય તે અપરાધ ત્હારો, હું હવે પસ્તાઉં છું
કે હાય! મ્હેં કાં મૂર્ખ થઇને દુઃખ આ વ્હોર્યું બધું
ભૂલી જજે ભૂતકાલનો તું મામલો ઉદાર થઇ
ને કોઇ પણ રીતે હવે ઉદ્ધાર મ્હારી જીંદગી"— ૩૨૮

" ચંદા જશે તો હું નહિ જીવી શકું કોઇ રીતે
સંસારની સિદ્ધિ પરત્વે એક એનો પ્રેમ છે
નીતિ–અનીતિનો હવે વિચાર નહિ રાખી શકું
જીવાડ તું ચંદાને કો રીતે હું ઇચ્છું એટલું"— ૩૨૯

" ચંદાએ શું શું સહ્યું હતું, મ્હારા વિયોગે કંઇ, બધો
ઇતિહાસ એ મ્હેં સાંભળ્યો એના પિતાએ જે કહ્યો
મ્હારા વિયોગે સ્થિતિ એની એકદમ આવી થઇ
તે ત્રાસમય મીઠી કથા મ્હેં સાંભળી ચકિત થઇ— ૩૩૦

" પરિણામ પ્રેમવિયોગનું આવી સ્થિતિએ પહોંચશે
ત્હેવું હતું મ્હેં માત્ર કલ્પ્યું કે નહિ સાચું થશે
તે કલ્પનાના સત્યનું દર્શન મ્હને, મ્હાવા હજૂ
ચંદા સમાન વિશુદ્ધ સ્નેહી કન્યકાને, પ્રેરતું— ૩૩૧

" રે ! પ્રેમમય વિશુદ્ધ જીવન માત્ર ચંદાનું હશે
સંસારમાં, કોઈ સ્થલે એવું હૃદય તો ના જડે
વિશુદ્ધ સ્વાર્થ રહિત પ્રીતિ એક શું આવી હશે ?
એવા વિચાર મ્હને થયા ત્હેવે સમય—ત્હેવે સ્થલે— ૩૩૨

* * * * * *

" બંને અમ્હે બેઠા હવે તે કોચપર કંઇ સ્વસ્થ થઇ
માતા પિતા ચંદા તણાં બેઠાં પલંગ પરે જઈ
ચંદા હતી કંઇ ગાઢ નિદ્રામાં અને સુખી હતી
ત્હેને અરે ! એવે સમય બોલાવવી એ યોગ્ય નહિ.— ૩૩૩

" આ મ્હારી એની સુચનાને સર્વ કોઈ અનુસર્યું
ઇચ્છા હતી પિતાની તોયે ત્હેણે એવું ના કર્યું
જાગૃત થશે ત્યારે બધું કંઈ સર્વ સારૂં થઇ જશે
આશાનું આ અમૃત સિંચાતું હતું સહુને હૃદે.— ૩૩૪

" બેઠાં અમ્હે ધીમે ધીમે વાતે કંઈ વળતાં હતાં
ને એક બીજાનાં હૃદય ખુલ્લાં કંઇ કરતાં હતાં
ભૂલી ગયો ભૂતકાળનો હું ત્રાસને સુખી થયો
રે ! માત્ર હું ચિંતા હવે ચંદાની કંઈ કરતો હતો.— ૩૩૫

" કે તે નહિ શું આવી એની માંદગીથી સુધરે ?
ને નહિ જીવે તો હે હૃદય ! શા હાલ પણ ત્હારા થશે ?
કે શું મ્હને દેખી ન એનાં દર્દ સહુ ન્હાસી જશે ?
સુધા-સુધાકર આ હૃદય એને નહિ શું પામશે ?— ૩૩૬

" રે ! માત્ર મુજ વિયોગ એનાદુ:ખનું કારણ થયો !
ગૌરવ ગયું—બુદ્ધિ ગઇ—આનંદને આરામ જો
તો કેમ તે જીવી શકે લંબાય જો વિયોગ આ
વિયોગમાં વ્હાલી મધુરીની થઈ કેવી દશા ?— ૩૩૭

" સંયોગનું છે સ્વપ્ન સાચું જાગૃતિના વિશ્વમાં
તે વિશ્વમાં તે જાગૃતિની સર્વથી ઉંચી મજા
પ્રારબ્ધ મ્હારા પ્રેમનું વ્યવહાર મ્હારા પ્રેમનો
એના પ્રકાશે ને પ્રતાપે હું કંઇ જીવતો હતો.— ૩૩૮

" ચંદ્રા સમાન વિશુદ્ધ સ્નેહી પ્રેમ માટે તરફડ્યું
તે પ્રેમ માટે જીંદગીનો હોમ પણ જોઇ શકયો
એની વિશુદ્ધ પરિસ્થિતિમાં ઐકય મ્હારૂં પામતું
સંસારમાં સર્વસ્વ એનું પ્રેમમાં આવી રહ્યું.— ૩૩૯

" ઉભી થજે આરામ ત્હારો પામજે તું સુંદરી !
ત્હારા હૃદયનો ત્રાસ પામો નાશ મ્હારી મીઠડી !
શય્યા ત્યજી સારૂં થશે, વિશુદ્ધ સ્નેહી એકલું
આશા હૃદયની એક આ સર્વસ્વ જીવન એ ગણું— ૩૪૦

" તું છે અમીમય પ્રેમ ત્હારો શ્રેષ્ટને સાચો બધો
કર્ત્તવ્યનું રસભાન ત્હારા ભાનને એ માનતો
ત્હારો પ્રકાશ–પ્રતાપ ત્હેં અંતે બતાવ્યો આ વિધે
તું એક, ત્હારી ઐકયતાને હૃદય મ્હારૂં પામશે.— ૩૪૧

" ચંદ્રા મ્હને તું ન્હાય છે, રસ પાય છે, પ્રિય થાય છે
ચંદ્રા વિશુદ્ધ વિયોગ ત્હારો જ્ઞાન મ્હારૂં સ્હાય છે
ચંદ્રા વિયોગ વિવેકમાં તું ધર્મ મ્હારો ધરી રહી
ચંદ્રા પ્રકાશ પ્રતાપમાં આકાશ કંઇક કરી રહી— ૩૪૨

" ચંદ્રા વિશુદ્ધ વિવેક બુદ્ધિ ધર્મને ધારી રહે
ચંદ્રા હૃદય રસ જાગૃતિ રસ પ્રેમને ધારી રહે
ચંદ્રા પદાર્થ વિવાદમાં તું વેદ ત્હારો પામતી
ચંદ્રા ચતુર મધુર ત્હારી આકૃતિ છે અવનવિ— ૩૪૩

" આરામ ત્હારા ઐક્યમાં હો એમ હું ઇચ્છી રહ્યો
વિવેક બુદ્ધિ વિચારમાં વેદાન્ત ત્હારૂં સ્થિર હો !
હો માન ત્હારૂં, જ્ઞાન ત્હારૂં, પ્રેમ ત્હારો મુક્તિ હો !
તું જીવ ત્હારી જીંદગીથી કર્મ એ તુજ યુક્તિ હો !— ૩૪૪

" બિમાર તું બેહાલ છે શય્યામહિં બેભાન પણ
રસ પ્રેમની રસ જાગૃતિ છે દિવ્ય તુજ આરામ હો !
શય્યા ત્યજી તું સ્વપ્નમાંથી જાગૃતિમાં આવજે
ને ઇષ્ટ ત્હારી યોગ્યતાને સિદ્ધિ તું સહુ પામજે !— ૩૪૫

" ચિંતા ભલે ત્હારી કરૂં ચંદા ! પરંતૂ તું સુખી
આદર્શ ત્હારો પ્રેમ ના રાખી શકે દુઃખી ત્હને
તું પામ ત્હારૂં સર્વ શુદ્ધિ–બુદ્ધિનું બળ બહુ વધ્યું
વિયોગની બેહાલ સ્થિતિમાં ન તેજ રહ્યો ઘટયું— ૩૪૬

" ત્હારૂં સ્વરૂપ અનુપ, ત્હારાં કર્મ–મર્મ અનુપ છે
સંસારમાં તું સિદ્ધ ત્હારી યોગ્યતા રસ રૂપ છે
દેહી છતાં વિદેહી ત્હારી જીંદગી પ્રેમે કરી
પ્રારબ્ધ જ્હેનું પૂન્ય ત્હેમાં તું રહી છે ઉછરી— ૩૪૭

" ચંદાની છે ચિંતા હૃદયની કંઈક ચિત્તા એકલી
જ્હેમાં જીવન વિરોધી સર્વ પદાર્થ ભસ્મ થતા બળી
ને રૂપ ત્હેમાંથી હૃદયના રાજ્યમાંથી જન્મતું
તે રૂપ મ્હારી જીંદગીને કંઇક સ્થિર કરી રહ્યું— ૩૪૮

" ચંદા ત્હને ન્હાતાં હૃદય ન્હાનારના જ્હેવું થયું
ચંદા ત્હને ન્હાતાં હૃદય વિશુદ્ધ–વિવેકી થયું
ચંદા ત્હને ન્હાતાં હૃદય રસ ધર્મને પામી શકયું
ચંદા ત્હને ન્હાતાં હૃદય ઉન્મત્ત થયું બળ પામતું.— ૩૪૯

" જીવી શકે ના જીંદગી જે પ્રેમથી છેટું રહ્યું
પાળી શકે ના યોગ્યતા જે પ્રેમ ના પામી શક્યું
જાણી શકે ના જાત–નીતિ પ્રેમને જે ના નમે
છે પ્રેમ એ સર્વસ્વ આ સંસારમાં બસ આખરે— ૩૫૦

" ધીમે ધીમે હું ધૈર્ય મ્હારા ધર્મનું પામી શક્યો
ધીમે ધીમે હું શૌર્ય મ્હારા કર્મનું જાણી શક્યો
તે સર્વ છે જ પ્રતાપ ત્હારૂં તેજ, ચંદા ! આખરે
એ સત્ય હું જોઇ શક્યો જીવવા સદા જીવન મથે— ૩૫૧

" આરામ ત્હારી આ મધુર–રસિક સ્થિતિમાં રહો !
ને મિષ્ટ–ઇષ્ટ પદાર્થ નીતિનાં મધુરાં સ્વપ્ન હો !
દીલ દર્દ ત્હારૂં દૂર હો ! તું સૂર હો ! તું દિવ્ય હો !
તું ધર્મ હો ! તું કર્મ હો ! તું મર્મ હો ! તું શ્રેષ્ટ હો !—૩૫૨

" સંસારમાં તું સિદ્ધ હો ! સંસારમાં તું બુદ્ધ હો !
સંસારમાં તું ઐક્ય હો ! સંસારમાં તું શુદ્ધ હો !
સંસારમાં તું સાન ત્હારી મિત્રતાનું પામજે !
સંસારમાં તું જ્ઞાન ત્હારી જીંદગીનું પામજે !— ૩૫૩

" ચંદા ! ક્ષણિક સંબંધ છે ના પ્રેમનો સંસારમાં
ત્હેં સૂત્ર તેતો સાચવ્યું ને ત્યમ મૂક્યું વ્યવહારમાં
ને ત્હેને અંગે આ હૃદય સ્થિતિ રસીલી થઇ રહી
ત્હારી, નિહાળી દ્રષ્ય એ ત્હારી પ્રશંસા શી કરૂં ?— ૩૫૪

" તું દિવ્ય ત્હારી જીંદગીને દિવ્યતાનો રંગ હો !
તું સ્નેહમય સાચી કલિ વિકાસ ત્હારે સંગ હો !

આરબ્ધ ત્હારૂં પૂન્ય હો ! કર્ત્તવ્ય ત્હારૂં પૂન્ય હો !
ત્હારી પ્રશંસા પૂન્ય હો ! ત્હારૂં હૃદય પણ પૂન્ય હો !—૩૫૫

* * * * *

" ચિંતા અને મીઠી પ્રશંસા હું કંઇ કરતો રહ્યો
મ્હારી રસિક સુરમ્ય મીઠી આકૃત્તિની એકલો
ચંદ્ર વિહીન હૃદય શુન્ય જીવન નહિજ જીવાય જ્યાં
ના થાય ત્યાં કાં આવી ચિંતા, હૃદયનો રસ રેડતાં ?— ૩૫૬
" જોઈ અમ્હે ત્યાં સાહ બાહુ ચંદા તે ક્યારે જાગશે ?
કે ક્યારે એનું મધુર જીવન જાગૃતિમાં આવશે ?
આશા ફલીભૂત ના થઇ, ચંદા કંઇ જાગી નહિ
ને જાગશે હમણાં નહિ એ વાત પણ નક્કી થઈ.— ૩૫૭

* * * * * *

" અંતે અમ્હે ઉઠ્યા અને તે ખંડને છોડી હવે
સુવા ગયા બંને સુહૃદ, કંઇ એક બીજાથી જુદે
પિતા અને માતા રહ્યાં પુત્રીકને કંઈ જાગતાં
સંભાળવા તે શાન્ત–મીઠી કન્યકાની જીંદગી !— ૩૫૮

* * * * * *

" સુતો હવે હું શાન્તને કંઈ સ્થિર થઈ મુજ ખંડમાં
રસપ્રેમની રસજાગૃતિ ઉત્પન્ન થઇ'તી અંગમાં
મુજ હૃદયમાં–મુજ જીવનમાં–વિચારને વિવેકમાં
ચંદા હતી તે મોહીનિ કંઇ જાગતી બળબુદ્ધિમાં.— ૩૫૯

( દ્વિતીય ખંડ સમાપ્ત. )

# તૃતિય ખંડ.

" નિદ્રા કંઇ આવી મધુરી, સ્વપ્ન ત્યાં ઉભું થયું
એ સ્વપ્નમાં મ્હેં શાસ્ત્રના સિદ્ધાંત પણ જાણ્યા બહુ
રસજ્ઞાન બુદ્ધિ, પદાર્થ સાથે ઐક્ય કંઇ રચતી હતી
ને મુજ હૃદયને મન વિષે સામગ્રી કંઇ ભરતી હતી— ૩૬૦

" મુજ દ્રષ્ટિમાં સૃષ્ટિ હતી તે સૃષ્ટિ પ્રીતિથી ભરી
તે પ્રીતિ–નીતિ ઐક્ય કરતાં ચાલતાં વારે ઘડી
હું શાન્ત મીઠું સ્વપ્ન મ્હારા ભાવનું જોતો થયો
ધીમે ધીમે રસજાગૃતિનો તાપ પણ વધતો રહ્યો— ૩૬૧

" જોયું હતું ત્હેને ફરી જોવું, નવાઈ એ નથી
તોયે હતું તે સ્વપ્ન જુદું, જીવન કંઇ જુદું રચી
વ્હાતો હતો દેદાર ત્હેનો દ્રષ્ટિમાં આવ્યો ભલ
તોયે વિરક્ત હૃદય થયું, જુદું હૃદયના ભાવથી— ૩૬૨

" આકાશ ચિત્ત પ્રદેશમાં હું એકલો રમતો હતો
આકાશ ચિત્ત પ્રદેશમાં હું દ્રષ્ટિ કંઇ કરતો હતો
મ્હારૂં હૃદય મુજ રાજ્યના રસતંત્રની સાથે હતું
મુજ યુક્તિ મ્હારી સૃષ્ટિમાં બળ પામતી હોંસે બહુ— ૩૬૩

" હું સુક્ષ્મ, મ્હારો ધર્મ પણ, કર્ત્તવ્ય પણ એવું સદા
રસબુદ્ધિ એની સુક્ષ્મ એથી સુક્ષ્મ મ્હારી ભાવના
કર્ત્તવ્ય એજ પ્રદેશ મ્હારી તેજ સાચી પ્રકૃતિ
આધાર એનો નિત્ય, ત્હેના રંગ પણ જુદા અતિ— ૩૬૪

* * * * * *

" તે સ્વપ્નમાં હું યોગી થઇ, દુનિયા ત્યજીને નીકળ્યો
માયિક પ્રીતિમાં નથી કંઈ સાર, એ નિશ્ચય હતો
ચંદા ભલે મ્હાલતી હશે, તે ના મ્હને ઉદ્ધારશે
સાચી અને પ્રેમાળ તોયે ડૂબવા દોરી જશે— ૩૬૫

" માયિક પ્રીતિથી કદી સંસાર નહિજ તરાય આ
જે કલ્પનાનું ધ્યેય નારી, સુખ કેમ પમાય ત્યાં?
છે પ્રેમ એતો માત્ર પીડા, મૂર્ખ મનને બાંધવા
તે પ્રેમમાં સુખી થવાની કલ્પના, જુઠી સદા— ૩૬૬

" રે! નીચ મોહ–મમત્વમાં હું ડૂબતો શાને રૂહું?
જ્હેમાં નથી મુક્તિની યુક્તિનું કંઈ સાધન રૂડું
જો પ્રેમ એવો સુક્ષ્મ બળને સુખ કંઈ આપી શકે
તો કોણ એવા પ્રેમથી કંટાળીને દુનિયા ત્યજે?— ૩૬૭

" છે સાધુતા તે સાધવા સંસારમાં વિરાગની
વિરાગ વિના વિદ્વત્તાના શ્રેયની સિદ્ધિ નથી
માયિક પ્રીતિમાં હજૂ ના સાર દેખ્યો કોઇયે
હુંયે નથી જોઇ શકયોને કોઇ પણ જોઈ શકે— ૩૬૮

" આવા બધા વિચાર હું કંઇ એકલો કરતો હતો
ને કોઇ યોગી પુરૂષની સત્સંગતિ હું ઇચ્છતો
કે જેથી કંઈ ઉદ્દેશ સચવાશે જીવન વ્યાપારનો
ના જ્ઞાન, ગુરૂ વિના મળે સાચું, હું આવું માનતો.— ૩૬૯

" મ્હેં પ્રેમત્રાસ પીડા ભર્યા વિચાર સહુ છોડયા હતા
સંકલ્પમાં જે ધ્યાન ચંદાનું હતું તે ત્યાગવા
મ્હેં યત્ન પણ રસસિદ્ધ થઇ વિરાગ વિવેકે કર્યો
"આવ્યો હતો હું એકલોને જઇશ તોયે એકલો"— ૩૭૦

" છે પાપ એ પીડા, હૃદયના રાજ્યની, જ્ઞાની કહે
ને સર્વ માયાનું બધું છે રૂપ પાપ ભર્યું ખરે
સંસારની સિદ્ધિપરત્વે સ્નેહ જે કરતો નથી
માયિક મોહપરત્વે ડૂબ્યો, તે કદી તરતો નથી.— ૩૭૧

" ના, નારીની યારી કદી, સાચી કળા રસસુખની
રે ! કોઇ કાળે કો રીતે ના સ્વલ્પ પણ સમજાવશે
ને ગાત્ર જ્ઞાન ભર્યાં બધાં એ સંગતિમાં છે શિથિલ
હોમે વૃથા જીવન, જન જે મૂર્ખ થઈ દુઃખી થશે— ૩૭૨

" ના સ્નેહ એ સંસારનો છે રે ! કદી નીતિ ભર્યો
નીતિ અનીતિનો ન રાખ્યો ભેદ તે શાને તર્યો ?
ને મોહનો નિશો નહિ સાચું સ્વરૂપ બતાવશે
માયિક પ્રીતિ સુખ દેવા કોઇને નહિ ફાવશે.— ૩૭૩

" એકાન્તમાં હું આમ કંઇ અસ્થિર થઇ બેઠો હતો
ને કોઇ યોગી પુરૂષની હું રાહ ત્યાં જોતો હતો
ન્હોતું જણાતું કોઈ પણ ત્યાં અન્ય કંઈ મ્હારા વિના
હું એકલો વિરાગના વિચારમાં વળતો હતો.— ૩૭૪

* * * * *

" અત્યાર સુધી ત્યાં બધું તિમિર ત્રાસ ભર્યું હતું
ને દ્રષ્ટિનું બળ આવરણો એ ભેદી ના શકતું હતું
હું જાણતો કે એકલો હું આમ છું એકાન્તમાં
તોયે હતું તે સ્થાન શું—સમજી શકયો તેના જરા.— ૩૭૫

" હું એકલો અસ્થિર એવા ત્રાસથી બ્હીતો હતો
કારણ મ્હને એવો અનુભવ કોઇ દિન ન્હોતો થયો

ત્યાં કોઇ કાળી ત્રાસમય આકૃતિ હું જોતો હવે
તે કોણ છે ને કેમ આમ ફરે ? ન તે સમજી શક્યો.— ૩૭૬

" જાણે ન કોઇ હોય રોતું, શબ્દ એવા આવતા
ને કોઇ ક્ષણ એવી જતી કે શબ્દ સુણતો હાસ્યના
તોયે ન હું શમજી શક્યો કે કોણ અહિં રોતું હશે ?
ને ત્હેમ ના સમજી શક્યો કે કોણ અહિં હસતું હશે ?— ૩૭૭

" કોઇ ભયંકર ગર્જનાઓ ચિત્તને ચમકાવતી
ને કોઇ કાળે મ્હોટી મ્હોટી દૂર જ્વાળાઓ થતી
ત્હેવે સમય હું જોઇ શકતો કે બધું જંગલ હતું
ને તે સ્થળે ન મનુષ્ય કોઇ અન્ય મુજ વિના હતું.— ૩૭૮

" બેઠો હતો હું એકલો, રોતો હતો હું એકલો
જોતો હતો હું એકલો, તે મામલો ત્રાસે ભર્યો
એકાન્તમાં અસ્થિર મ્હારૂં ચિત્ત બહુ ઉન્મત્ત હતું
કે દ્રષ્ય આવાં દ્રષ્ટિએ ચ્હડવાં તે કારણ દુ:ખનું— ૩૭૯

" યોગી હું મ્હારી યોગ્યતાને પાળવા આવ્યો અહિં
ભોગી હું મ્હારી ભોગ-બુદ્ધિ ત્યાગવા આવ્યો અહિં
રે ! વિષય-ભોગ તણો થજો અહિં હોમ, ભસ્મ થઇ જવા
એવો હતો સંકલ્પ મ્હારે જીંદગી ઉદ્ધારવા.— ૩૮૦

" તોયે અરે ! આરંભમાં આ ત્રાસથી ઢીલો પડયો
ને મુજ હૃદયમાંથી હૃદયનો હેતુ ભ્રષ્ટ થઇ ગયો
પ્રતિક્ષણ વધે જો ત્રાસ આવો, જીંદગી પૂરી થશે
ચિંતા વધી ગઇ આમ મ્હારા ચિત્તમાંરે ! આખરે— ૩૮૧

" તોયે હૃદયથી માનતો કે કોઇ આગી આવશે

ને તે મ્હને આ ત્રાસમાંથી આખરે છોડાવશે
પામીશ મ્હારૂં ઇષ્ટ હું એ યોગીની પ્રીતિ થકી
જાણીશ મ્હારો ધર્મ હું એ યોગીની નીતિ થકી— ૩૮૨

* * * * * *

" ત્યાં થોડી વારે ચંદ્રનો ઉદય થયો આકાશમાં
ને રમ્ય ત્હેની જ્યોત્સ્ના પથરાઇ રૂડી તે સ્થાનમાં
અરણ્ય જે હમણાં સુધી ખાવા મ્હને ધાતું હતું
તે રમ્ય સર્વ થઇ ગયું તે રમ્યતા શી વર્ણવું?— ૩૮૩

" ધીમે ધીમે તે સ્થાનની જોઇ શક્યો સઘળી લીલા
તે પર્વતોનાં શિખરો લાગ્યાં હવે તો ઉજળાં
દ્રષ્ટિ નિરંકુશ થઈ બધે જોવાનું કંઈ જોતી હતી
ધીમે ધીમે વ્હેતી હતી કેવી સરિતા સુંદરી?

" વૃક્ષો તણી વિધ વિધ જાતિ કેવી ત્યાં ખીલી હતી!
કેવી હતી ત્યાં આમ્રતરૂઓની ઘટાઓ રૂડી બની!
ત્યાં રમ્ય કેવી પૃથ્વી કેવી સ્વચ્છ ને સુંદર હતી!
તે રેતીપર તે ચાંદની પડતાં તે કેવી ચળકતી! ૩૮૫

" મનોરમ્ય મોહક સ્થાન તે વર્ણાય ના વાણી વડે
સૌંદર્યની ઉત્તમ કલા યોજી હતી જ્યાં ઇશ્વરે
સૌંદર્યની સાચી ખૂબી જે સત્વથી સમજાય છે
ત્હેવાં અનુપ-પદાર્થ-વાની ત્યાં હતાં સઘળી રીતે. ૩૮૬

" જાણે ન હોયે સ્વર્ગ તે સંસારનું સુધાભર્યું
ત્હેવું હતું ત્યાં તત્ત્વ વિલસતું પ્રભૂના રાજ્યનું
રસકાવ્યમય મ્હારૂં હૃદય આનંદથી ઉંચું જતું
ને હાલ યોગી આવશે. તે તર્ક કંઇ કરતું હતું— ૩૮૭

" સૌંદર્યને અવલોકતો ઉભો હતો હું એકલો
મ્હારા વિના ત્યાં અન્ય ન્હોતું કોઇ તોયે ના રડ્યો
સૌંદર્યની ઉત્તમ પ્રતિમા મુજ હ્રદયને ધારતી
ને તેથી કોઇ પ્રકારની પીડા હ્રદયમાં ના થતી ૩૮૮

* * * * *

" ધીમે ધીમે કંઈ ધૈર્યથી આશા ફલીભૂત થઈ ગઇ
ને એક દિવ્ય પુરૂષ યોગી દૂર જણાયો દ્રષ્ટિથી
તે શ્વેત–સુંદર–વસ્ત્રધારી શ્વેત સ્થિતિનો રવિ
ઉત્તમ પવિત્ર પ્રભૂત્વમય તે સ્થાનનો સાચો કવિ— ૩૮૯

" આવ્યો સમીપ અને હવે મ્હારા હ્રદયને પામતો
તે દિવ્ય યોગી શાન્ત મીઠા શબ્દથી બોલ્યો અહો !
બચ્ચા ! બળીશ નહિ હ્રદયથી બુદ્ધિનું કારણ થઇ
તું ત્રાસ તાપ પદાર્થથી વિમુક્ત થઈશ પ્રભૂ થકી— ૩૯૦

" દુઃખ ત્રાસની ઈચ્છા વિના દુઃખી થવું એ શું હશે ?
જે માર્ગમાં ત્હેં મોહ ધાર્યો કેમ તે પીડા કરે ?
ત્હારા હ્રદયનું હ્રદય રચવું ભેદ ને ત્હેની વ્યથા
તું ના કૂહે તોયે મ્હને છે ખ્યાલ એના સર્વથા ૩૯૧

" જ્યાં જાગીને જોવાય ના ત્યાં લાભ મ્હોટો હોય છે
કારણ અનુચિત યોગ્યતા એ કાયદો છે વિશ્વનો
ના પ્રેમ જે જીરવી શકે તે પ્રેમને માટે મથે
ના હોય જ્યાં ખાનાર ત્હેને દ્રવ્ય પુષ્કલ પરવડે.— ૩૯૨

" નીતિ વિનાની શુન્ય પ્રીતિમાં થઇને મૂર્ખ તું
મોહે વૃથા એ મોહમાં ડૂબવા હ્રદયથી એક તું
જોયું છે જે ત્હેં તે નિરંતર કાયદો છે કાર્યનો
તોયે ન ત્હેમાં તો રૂહે છે ધર્મ સાચો આર્યનો— ૩૯૩

" આશક થઇ અંતર્ બળે તું સુખ જ્હેમાં શોધતો
તે સુખમય હોવા છતાં, તું દુઃખ એમાં પામતો
વિચિત્ર એ વિપથ ક્રિયા અજ્ઞાન તુજ દર્શાવતી
કર્ત્તવ્ય નહિ જે કાર્ય ત્હેમાં મોહ, એ પીડા થતી— ૩૯૪

" સંસાર સાધનની બધી પર્યાપ્તિ એ પદ ઉપરે
એ માન્યતા છે મોહ ખોટો મૂર્ખ મનને આખરે
રે ! સત્વભર સંસાર એના યોગથી નીચે જતો
ને મૂર્ખ મનનો મોહ એના ત્રાસનું કારણ થતો.— ૩૯૫

" દુઃખ ત્રાસનો અવધિ નથી દુનિયા ઉપર એ મોહથી
પામી શકાય ન પ્રેય સાચું એ અયોગ્ય પ્રકારથી
આશક અનુભવના કરારો ધર્મ એ સાચો નથી
જોઇ શકે ના જે જીવન તે સુખ કંઇ પામે નહિ.— ૩૯૬

" તું શોધ ત્હારૂંતત્ત્વ, ત્હારૂં સત્વ, ત્હારી યોગ્યતા
તું ધર્મ ત્હારો, કર્મ ત્હારાં, શ્રેય ત્હારૂં સર્વથા
તું માન્ય કર મનની કથાને શોધ ત્હારી સંપતિ
અપયશ વિના યશ આશકોને કાંઇ પણ મળતો નથી. ૩૯૭



" તુજ સ્વપ્ન એ તુજ જાગૃત્તિ, તુજ આકૃત્તિ તે છે ગતિ
વ્યવહાર વિવશ જીંદગીનો ભેદ એ નૂતન નથી
ત્હારૂં હૃદય ત્હારૂં સ્વરૂપ, બતાવતું ઉંચું જતું
તું કોણ ? ત્હારો ધર્મ શો ? તે તત્ત્વ ત્હારે જાણવું— ૩૯૮

" સંસારમાં ત્હારી સ્થિતિ અસ્તિત્વમાં આવી હશે
અસ્તિત્વ તે આશા ભરેલું જીંદગી દીપાવશે

ભયભિત થઇ જે ભ્રષ્ટ થાવા માત્ર દુનિયાને ત્યજે
જાણી શકે ના યોગ્યતા સંસારની તે એ વિધે— ૩૯૯
' શાં દુઃખ ત્હારા દેહપર વરસી રૂઠ્યાં શા કારણે ?
તે તત્ત્વ તું સમજાવ બન્ધુ ! આજ મ્હારે બારણે
રસ મગ્ન થઇ રસ બુદ્ધિથી જે ઇષ્ટ ત્હારૂં પ્રેય છે
પુનિત સર્વ પદાર્થ ત્હારી જીંદગીનું ધ્યેય છે— ૪૦૦
" જાણી શકયો જે જીંદગી તે જીંદગી ના હારશે
પામી શકયો અસ્તિત્વ જે તે હૃદયને ના બાળશે
શોધી શકયો જે સ્વાર્થ પોતાનો સુધાકર ! સ્વપ્નમાં
માની શકયો તે માન ત્હેનું જીંદગીમાં જીવવા— ૪૦૧
" છે પ્રેમ એ પીડા " ત્હને અવગત થયું એ ત્રાસ છે
અંતર્ હૃદયને બાળવાનો માત્ર એ વિષાદ છે
વિમુક્ત છે ના એ હૃદયને એ વિધે દુનિયા ત્યજે
છે ગાઢ કંઇક ગહન જીવન તે ભેદ ના જલદી મળે.— ૪૦૨
" ન્હાની વયેના ત્રાસમય દુનિયા ત્હને લાગી હતી
આજે યુવાનીમાં ફ્રુહે તે ત્રાસમય શાને થઇ ?
ઉતર-અવસ્થા પણ અરે ! એવી રીતે શું વહી જશે ?
શું સ્વાદ એ જીવન તણો પ્રિયત્તમ ત્હને નહિ થઈ પડે. ?—૪૦૩
" જીવન નથી પરિમિત કંઇરે ! માત્ર સ્વલ્પ સમય તણું
તે અંત વિનાનું અનાદિ જ્ઞાનના ગૈરવ ભર્યું
છે પ્રેમ એનું સત્ત્વને રે ! ભૂત દયા તે આકૃત્તિ
આનંદ એની યોગ્યતાને શાન્તિ એની છે રતિ— ૪૦૪

* * * * *

" બુદ્ધિ વિના બળ પામવું આશા એ માત્ર પ્રમાદ છે
બળ ઐક્ય વિન જીવન નથી, બળ-બુદ્ધિ એજ પ્રકાશ છે
વિમુક્તિ એની વિમલ એ પદપરે સુખ આપતી
પરિમિત જીવન શ્રેષ્ટ થઈ પડતું પ્રભૂત્વ પ્રસાદથી— ૪૦૫

" કર્ત્તવ્યથી જે ભ્રષ્ટ ત્હેને કષ્ટ ઈશ્વર આપશે
કર્ત્તવ્યમાં જે શ્રેષ્ટ ત્હેને સુખ છે સઘળે સ્થળે
ના પ્રેમ છે પીડા કદી કર્ત્તવ્ય જો સચવાય છે
કર્ત્તવ્યથી જે ભ્રષ્ટ ત્હેના હાલ ભૂંડા થાય છે— ૪૦૬

" કર્ત્તવ્ય કર્મ મનુષ્યને સમજાય નહિ રે ! જ્યાં સુધી
ત્યાં સુધી ત્હેના જીંદગીના ઐક્યમાં નીતિ નથી
સમજાય નહિ જો સત્ય તો જીવન બધું ચાલ્યું જતું
એળે તથાપિ ભાન ત્હેને ના રહે તે વાતનું— ૪૦૭

" કર્ત્તવ્ય કાર્ય કરાય નહિ ને યોગ્ય ઐક્ય સધાય નહિ
તો રે ! પછી આ જીંદગીની શી મહત્તા સાચવી ?
સાધન વિના સિદ્ધિ નથી તે વાત જો સાચી હશે
તો સિદ્ધિ જો સાધન છતાં ના મેળવે તે મૂર્ખ છે.— ૪૦૮

" સાચું હૃદય સંસારના રસ રંગ જો સમજી જતું
તો ના કદી તે પ્રેમની ઉંડી નીતિને ત્યાગતું
નીતિ વિના વ્યવહાર સઘળા પાપમય ત્રાસે ભર્યાં
નીતિ ત્યજી ત્હેણે નથી જોઈ રસીલી ભાવના— ૪૦૯

" આરામ કે આચારની, સુખ શાન્તિના વ્યવહારની
પાપી કદી સુખી થયો તે વાત નો જાણી નથી

જાણી શક્યા ના જીંદગીમાં ઐક્યના આચારને
વ્યવહારના વિચારને કે સિદ્ધિના સંસારને— ૪૧૦

" ભેદી શક્યા ના કલ્પના જે પાપને પંથે ચ્હડી
તે મૂર્ખ સઘળા માનવોની જીંદગી નિષ્ફળ ગઇ
રોતાં રૂહે દુઃખ ત્રાસથી જે પાપમાં પ્રીતિ કરે
તે સત્ય છે સુંદર સદા—ઉત્તમ સદા અવનિપરે— ૪૧૧

" આંખો ઉઘાડી રાખી જ્હેણે જીંદગી જોઈ નથી
જાણી શકે ના તે કદી રસ સુખની સાચી ખુબી
આરામ એની કલ્પનામાં સ્થિર પણ રૂહેતો નથી
સુખ સિદ્ધિના—રસ ઐક્યના અંકુર એ જાણે નહિ. ૪૧૨

" જાણી શકે ના જીંદગીના હોંસ તે ભાવે ભર્યાં
પામી શકે ના શાન્તિના સામ્રાજ્યમાં છે શી મઝા !
રે ! છે સમીપે સુખ તોયે દુઃખને ઉભું કરે
એવાં અભાગી મૂર્ખ પોતે મૂર્ખ થઇ લૂંટાય છે !—" ૪૧૩

" તે યોગીનો ઉપદેશ મીઠો સાંભળીને હું રડ્યો
કેવો હતો હું મૂર્ખ મ્હેં મ્હારો ફજેતો આદર્યો !
કેવાં કર્યાં મ્હેં કર્મ કુડાં પાપ—ત્રાસ પ્રકારથી
ત્હેનું સ્મરણ મુજ હૃદયમાં ઉત્પન્ન કરે વહ્નિ અતિ— ૪૧૪

" ને પાપ તે તો ત્રાસ તે છે સત્ય આ સંસારનું
મ્હેં પ્રેમમય જીવન બધું અતિ ત્રાસમાં હોમ્યું હતું
અસ્થિરને ઉન્મત્ત વિચારોથી વિચારો વહી ગયા
રસ નીતિના વ્યાપારના કર્તવ્ય કર્મ પ્રકારના— ૪૧૫

* * * * * *

" મ્હેં યોગીને આશ્રય ગણી મ્હારૂં હૃદય નિર્મળ કરી
મુજ પાપને મુજ પ્રેમની સઘળી કથા ફરી વર્ણવી
અજ્ઞાન અંતરનો વિચાર-વિકાસને આદેશ કર્યો
સાચું સ્વરૂપ બતાવવા બળ ધર્મથી મ્હેં વર્ણવ્યો.— ૪૧૬

" ન્હોતાં નયન જોવા જગત્ તોયે જગત્ જોવા ગયાં
અધિકાર વિના ઇશ્ક મ્હેં જે આદર્યો તે મૂર્ખતા
મ્હારે શિરે આવી પડીને આખરે ઉન્મત્ત થયો
કર્તવ્ય કર્મ ન જે કરે તે દુઃખમાં પૂરો થતો— ૪૧૭

" પ્રીતિ પ્રભુતાથી પ્રભુનું સ્થાન મ્હેં દેખ્યું નહિ
અંતર્ હૃદયના સ્વાસ્થ્યનો સાચો અનુભવ ના મળ્યો
સુખી સદંતર થાઉં એવી ભાવના ભૂલી ગયો
ને મૂર્ખ હું મ્હારા હૃદયના રાજ્યથી જુદો થયો— ૪૧૮

" મ્હેં પ્રેમ-પ્રીતિના કરારોની કથા કંઈ વર્ણવી
મ્હેં પ્રેમ પ્રીતિના-પ્રકારોની પ્રભૂતા વર્ણવી
મ્હેં પ્રેમ-પ્રીતિના પ્રકારો સિદ્ધિનું સાધન ગણી
જે માર્ગપર મોહ્યો હતો તે મોહ દર્શાવ્યો વળી.— ૪૧૯

" યોગી ક્ષમા કરશે મ્હને મુજ પાપની ને પ્રેમની
તે ભાવનાના ભાગ્યમાં મ્હેં તો છૂપાવ્યું કંઇ નહિ
સાચું અને સઘળું બધું મ્હેં સ્નેહના વ્યવહારનું
રસ તત્ત્વ કે રમતા હૃદયનું રાજ્ય ઉત્તમ વર્ણવ્યું— ૪૨૦

" ને પાપની પૂરી કથાથી પાપ પુરૂં થાય છે
ને પ્રેમનો આદેશ એવી રીતથી સચવાય છે
છૂપાવ્યું જે ન છૂપાય પાપ ન પાપ તે છૂપાવવું
એ નિશ્ચયે મ્હેં મુજ હૃદયનું પાપ સહુ ખુલ્લું કર્યું ૪૨૧

* * * * *

" મીઠાં મધુરાં સ્વપ્ન મ્હારી જીંદગીનાં વહી ગયાં
ના કલ્પનાના હેતુની સંપૂર્ણ થઇ કંઇ સાધના
ના સ્નેહમય જીવન પથે અમૃત હું પામી શક્યો
ના જ્ઞાન મારી મુક્તિનું સાધન થયું એ ત્રાસ શે ?— ૪૨૨

" ના યોગ કે ના ભોગ, ના હું પામ્યો પ્રીતિમાં રતિ
ના શ્રેષ્ટતા સંસારમાં સચવાઈ રહી કો રીતની
રે ! જ્ઞાન પંથે જ્ઞાની થઇને સાર મ્હેં શો મેળવ્યો ?
વ્યવહાર પણ વિદ્યા વિષે વિવેકી થઇને કેળવ્યો.— ૪૨૩

" જ્યાં સ્થાન મ્હારા માનનું હું માનતો, હું ત્યાં ગયો
હોમ્યું જીવન હરિ–હર થઇ જાણી વધારે ફાયદો
ફાવ્યો ન તોયે સર્વથા સંસારમાં ખારો થયો
આવું થતું શાને હશે ? જાણી શકું ના કાયદો— ૪૨૪

" મ્હેં પ્રેમમાં માની હતી, સુખી થવાની શ્રેષ્ટતા
ને પ્રેમના વ્યવહારની સઘળી ક્રિયાઓ સ્વર્ગદા
ને પ્રેમ એને મુક્તિની યુક્તિ ખરી માની હતી
તોયે અરેરે ! તે પથે સુખ–શાન્તિ હું પામ્યો નહિ.— ૪૨૫

" ના પ્રેમમાં મ્હેં પાપનું અસ્તિત્વ પણ કલ્પ્યું હતું
ને પ્રેમ એ પીડા થશે એવું કદી માન્યું હતું
ને પ્રેમમાં નીતિ–અનીતિ કાંઇ પણ કલ્પાય નહિ
આ કાયદાને જાણનારો ફાયદામાં છે નહિ.— ૪૨૬

" સંસારમાં સાધન વિનાની સંપત્તિ તે શું હશે ?
સંસારમાં ઇચ્છ્યું નિરંતર શ્રેષ્ટ તે શાને રહે ?
ન્હાનારને ન્હાતો રહ્યો તે પાપ શું મ્હારે શિરે ?
કે આ પીડાઓમાં પડી રોતો રહ્યો હું આખરે !— ૪૨૭

" શું પાપને પીડા ગણાયાં હેતૂ મ્હારા પ્રેમનો ?
કે એ વિષે હું આમ રોવા આખરે મ્હાતો હતો ?
ઇચ્છી હતી ઉંડી મજા ત્યાં આફતો આવી પડી
આ દ્રષ્યથી મ્હારૂં હૃદય અસ્થિર થાય રડી રડી— ૪૨૮

" કે પ્રેમ કોઇ *પ્રેમદાનો પાપનું સાધન થશે ?
કે પ્રેમ કોઇ પ્રેમદાનો ત્રાસ–તાપે તપાવશે ?
કે પ્રેમ કોઈ પ્રેમદાનો જીંદગી ખારી કરે ?
આ પ્રેમનું પરિણામ પણ રોવા મહિં છે આખરે— ૪૨૯

" મ્હાનારને મ્હાતો રૂઠ્યો તો સ્થાનમાં ગાંડો થયો
મ્હાનારને મ્હાતાં ચૂક્યો હું કાયદો નીતિ તણો
શો ધર્મ મ્હારો આ સમય નિર્ણય થઇ શકતો નથી
ને ત્હેમ મ્હારૂં ભવિષ્ય શું તે કાંઇ પણ કલ્પાય નહિ.— ૪૩૦

" મ્હાતો રૂઠ્યો એને હજુએ મ્હાઉં, એવું મ્હાઉં છું
કારણ સ્મરણ તે સુંદરીનું ભૂલવું ભારે થયું
તે પ્રેમમાં મ્હેં ત્રાસ દેખ્યો–પાપ દેખ્યું બહુ રીતે
તોયે અરેરે ! મોહ એનો મૂર્ખ મન હજૂ ના મૂકે.— ૪૩૧

" મ્હાનારને મ્હાવાની નીતિ, છોડી હું શકતો નથી
જ્હેને ગણી'તી પ્રિય એને ભૂલવું બનતું નથી
જ્હેણે મ્હને "વ્હાલા" કહી વ્યવહાર એવા સાચવ્યા
તે સુંદરીને છોડવાની કેમ કરવી મૂર્ખતા ?— ૪૩૨

---

*પ્રેમદા–પ્રેમ આપવાવાળી. મ્હાવાવાળી. આ શબ્દને " પ્રમદા " શબ્દ સાથે કંઈ પણ સંબંધ નથી.

" ને ત્હેમ કરતાંયે ત્યજું તોય અરે ! ભૂલાય નહિ
વિશ્વાસુને દેવો દગો એ ન્યાય ઠીક ગણાય નહિ
રે ! ત્યાગની એવી અનીતિ ચિત્તને ચમકાવતી
પરિણામ કલ્પું ત્રાસમય પણ સ્નેહીને છોડાય નહિ.— ૪૩૩

" હું મૂર્ખ, મ્હારી મૂર્ખતા, મ્હારે શિરે આવી પડી
કે ત્યાગું તોયે ત્રાસ છે, ચ્હાવા જતાં નીચી ગતિ
નીતિ અનીતિના બધા ભેદો ભલે પામી શકયો
તોયે અરે રે ! પાપમય એ પ્રેમ હું રાખી રહ્યો— ૪૩૪

" રે રે ! કવિતા કાવ્યમાં પણ સ્થાન જ્હેનું શ્રેષ્ટ છે
ને મીઠી એ સુંદર છબીના તાનમાં સઘળું વ્હે
ને જ્હેનાં કરતાં કાવ્ય હું છું કાવ્યને પામી શકયો
એને ત્યજ્યાના કાયદામાં ફાયદો પણ શો હતો ?— ૪૩૫

" જે શબ્દ મીઠા બોલતી તે મોહીનિ મ્હારી હતી
એને " હવે મ્હારી નથી " એવું કહું એ રીત શી ?
સાચી અમીમય ઐકયતાથી શાન્તિ–સુખ પ્રમાણતાં
એવાં હૃદય છૂટાં પડે તે ત્રાસ તો જીરવાય ના— ૪૩૬

" એણે મ્હને આશક ગણી સહુ સંપત્તિ આપી હતી
રે ! પ્રેમ–પ્રીતિ–ધર્મ મનના–કર્મ તનનાં સહુ મળી
ને જાણ્યો એણે એની શક્તિનો મ્હને સાચો ગુરૂ
"છું સ્નેહી હું ત્હારી સદાની " વાકય એ પૂરૂં કર્યું— ૪૩૭

" ચ્હાઇશ હું, ચ્હાઇશ હું, ચ્હાઇશ મ્હારા સ્નેહીને
ચ્હાઇશ હું ચ્હાનારને તો પ્રેમની સાચી રીતે

હું કોઇ કાળે ધ્યાન ત્હારૂં ભૂલવાની છું નહિ
તો તું મ્હને નિભાવજે ઓ સ્નેહી! તું સાચો રૂહી— ૪૩૮

" માનીશ ના કે એવફા—ગાંડી થવાની હું કદી
સંકલ્પમાં તું શ્રેષ્ટ—મ્હારી જીંદગીનો છે રવિ
રે! ધર્મથી ને કર્મથી પુનિત ત્હારા ધ્યાનમાં
તો તું મ્હને ચ્હાજે અને મથજે મ્હને ઉદ્ધારવા "— ૪૩૯

" આ પ્રાર્થનાના શબ્દ બોલીને પછી મ્હારી થઇ
વિશ્વાસ રાખીને મ્હને સોંપ્યું હૃદય—જીવન વળી
એથી ન એના ખ્યાલને ના ખ્વાબ પણ છૂટાં થતાં
ને જહેમ જહેમ જતું જીવન તે રૂપ મ્હોટું પકડતાં— ૪૪૦

" તોયે અરેરે! ત્રાસ એના પ્રેમમાં દેખાય છે
ને ત્રાસમાં ડૂબ્યું હૃદય છૂટું થવાને ચ્હાય છે
તોયે અરેરે! મુક્તિની યુક્તિ મ્હને મળતી નથી
ત્યાગું તોયે ત્રાસ, રાખ્યે ત્રાસ, એવી રીતથી— ૪૪૧

" મ્હારૂં મનુષ્ય સ્વરૂપ, મ્હારા ધર્મથી છેટું રહ્યું
મ્હારૂં જીવન મ્હારા હૃદયના રાજ્યથી જુદું થયું
આશામહિં અવરોધ પડતાં ત્રાસ ઉભો થાય છે
હું એ રીતે ડૂબ્યો પ્રભૂ! રોતો થયો છું આખરે— ૪૪૨

" મ્હેં પ્રેમ માટે પ્રેમ આપ્યો (તોયે) પુન્ય ના પામી શક્યો
સંસાર આ ખારો થયો, ખારો જણાયો ત્રાસનો
મુજ ધ્યેયપર, મુજ પ્રેમ પર આરામ રૂહી શકતો નથી
જીવું તથાપિ, હું જીવનનો સ્વાદ પામી શક્યો નથી— ૪૪૩

" મ્હારે નથી મુક્તિની આશા, મુક્તિ એકેક ના રૂડી
રસ પ્રેમના વ્યાપારમાં દીઠો નહિ નફો કંઇ
હાથે કરી હેરાન થઈ, પાપી હવે પસ્તાઉં છું
સાચું પ્રભૂત્વ મળે મ્હને, તે વાત વ્હાલા ! ચ્હાઉં છું— ૪૪૪

" સંસાર રાગ પ્રકારથી મ્હારૂં હૃદય જુદું થજો !
મન્મથ મ્હને મથજો નહિ ગુલામ કરવા વિશ્વનો !
હું આપને ઉત્તમ શરણ સંસાર તરવા ચ્હાઉં છું
દર્શાવજો ઉત્તમ દયાનો માર્ગ બચવા જાઉં છું— ૪૪૫

" વિચારને કર્ત્તવ્ય મ્હારાં ભ્રષ્ટ-સાવ થઇ ચૂક્યાં
રસ બુદ્ધિ ક્ષિણ થઇ ગઇને ભ્રષ્ટ એ પણ થઈ હવાં
ઉત્તમ પવિત્ર પદાર્થ સ્થિતિ અંતરે કંઈ રહી નથી
હોમાયું છે હરિ ! એક જીવન ડૂબવાને સર્વથી— ૪૪૬

" મુજ પ્રેમની કે પાપની કે ત્રાસની છે આ કથા
મ્હારા હૃદયનાં વેણ આવાં ને વલણ છે સર્વથા
જાણી શક્યો ના જીંદગી તો જીંદગી શે સાચવું ?
પવિત્ર ને ઉત્તમ જીવન મ્હેં ભ્રષ્ટ આ રીતે કર્યું— ૪૪૭

" ઓ યોગી ! આ અવતારમાં આશા હૃદયને ના રહી
રસ પ્રેમના કલ્યાણ કર પરમાર્થની રસ આત્મની
રમતું નથી મ્હારૂં હૃદય, શુદ્ધ ઐક્યમાં તલ્લીન થઇ
આરામ છે ના આ હૃદયને કે નથી શાન્તિ કંઇ— ૪૪૮

" હું આપને આશ્રય હવે વિવેક જોવા ચ્હાઉં છું
મુજ પાપની કરશો ક્ષમા, સુખી થવા હું ચ્હાઉં છું

મ્હારે હવે મ્હારા વિકારોને નથી વરસાવવા
મ્હારે નથી મ્હારા જીવનને ભ્રષ્ટ કરવું કંઇ હવાં— ૪૪૯

" ભૂતકાળ ભ્રષ્ટ થઇ ગયો પણ વર્તમાન વિવેકથી
વેદાન્ત વીર્ય વિચારથી સાંધીશ સાચી જીંદગી
શોધીશ સાચું તત્વ હું સંસારના વ્યવહારનું
જાણીશ મ્હારાં પ્રેય કર્મો, શ્રેય રસ્તો હે-પ્રભૂ !— ૪૫૦

" પરમાર્થ પ્રીતિની પ્રભુતા ધારનારા હે પ્રભૂ !
આ દીન હૃદયનો ત્રાસ તાપ નિવારશો વ્હાલા પ્રભૂ !
દર્શાવજો ઉત્તમ દયાને સત્ય માર્ગ બતાવશો.
વ્હાલા ! તમે વ્હાલા રૂહોને મુજ હૃદય ઉદ્ધારશો.— ૪૫૧

" આંસુ ભરાયાં આંખમાં આ પ્રાર્થના કરતાં હવે
નિર્મલ થયું મ્હારૂં હૃદય કરતાં કથા એ પાપની
ગોગી મ્હને કરશે ક્ષમા ને હેતૂ ઉત્તમ થઇ જશે
આશા અને એ ભાવના ઉન્મત્ત થઇ મ્હારે હદે— ૪૫૨

" છે ક્ષમ્ય ગુન્હાઓ બધા ત્હારા સુધાકર ! ઇશ્કના
ત્હારા હૃદયને સ્વાસ્થ્ય સાચું પ્રાપ્ત હો વ્હાલા સખા !
એકરાર ગુન્હાનો કરીને જે ગુન્હાઓને ત્યજે
ત્હેનું પ્રભુત્વ પ્રકાશતું આરામ એને આપશે— ૪૫૩

" હું સત્ય નીતિનો પરમ રસ્તો બતાવીશ કંઇ ત્હને
ને તેથી ત્હારી જીંદગીના સત્વનું શ્રેયજ થશે
જોઇશ તું જુના કરારો ઇશ્કના ઇન્સાફના
પામીશ તું પ્રીતિ પ્રભુની શ્રેષ્ટ એવા માર્ગમાં— ૪૫૪

" થોડો સમય તું શાન્ત રૂહીને દેખવાનું દેખજે
આવીશ હું આગળ ફરી દર્શાવવા આ રાજ્યને
હું જાઉં છું ક્યાં? તે વિષે ચિંતા ન કંઇજ કરીશ તું
લે લક્ષ્યબુદ્ધિનો અનુભવ એકલો આરામથી.— ૪૫૫

( યોગી જાય છે ).

" યોગી ગયો ને હું રૂહ્યો ત્યાં એકલો રડતો હતો
દર્શન ફરી એનાં થશે કે ના થશે એ પ્રશ્નથી
હું જઇશ ક્યાં? જોઇશ શું? ચિંતા કંઇ કરતો રૂહ્યો
તે સ્થાન રમ્ય હતું તથાપિ ત્રાસતો ઉભો થયો— ૪૫૬

" થોડો સમય હું શાન્ત રૂહી, વિચાર કંઇ કરતો હતો
અદ્‌ભૂત આશા યોગની અંતર્ મહિં ધરતો હતો
તે સ્થાનની સુંદર પ્રભૂતા સ્થાન—સખ્ય ધરાવતી
દિગ્મૂઢ થઈ ઔદાર્ય અંતર્‌નું કંઇ સ્મરતો હતો— ૪૫૭

" વિધિ—વિવેક વિચાર વિદ્યા વિદ્વતા વ્યવહારની
માયા મનોહર મૃત્યુની મન રાજ્યની મૃદુતા મતિ
રસ રમ્ય રીતિ હૃદયબળથી રંગ ભરી રમતી જતી
મુજ યોજના મન મગ્નતામાં મોહ કંઇ ભરતી હતી— ૪૫૮

* * * * *

" જાણે ન રોતી હોય ચંદ્રા હૃદયના દુઃખ ત્રાસથી
ત્‍હેવું હૃદયભેદક રૂદન હું સાંભળું છું દૂરથી
તોયે ન ત્‍હેની મધુર પ્રતિમા દ્રષ્ટિએ દેખી શક્યો
હું માત્ર એના સ્વર ઉપરથી પ્રિયને કલ્પી શક્યો— ૪૫૯

" સુણ્યું ભલે મ્હેં એ હૃદયનું દુઃખને રૂદન વળી
તોયે ન તેથી મુજ હૃદયમાં ક્ષોભ કંઇ ઉભો થયો
ન્હોતી હવે દરકાર દીલમાં પ્રેમ કે પ્રીતિ તણી
તો મૂર્ખ શાને થાઉં એવા મોહમાં મરવા ફરી ? ૪૬૦

' છે શુન્ય આ સંસાર સરવે, રસિક તવ પ્રતિમા વિના
સુખ સ્વપ્નમાં પણ નહિ પ્રકાશે, દુઃખીણિ છું સર્વથા
પતિ વિન, ચેતન હીન જીવન, ઉમંગ રંગ વિના જતું
છે શુષ્ક કાયા ~~મન~~ ભરીને આંસુનું પૂર વૂહી જતું— ૪૬૧

" કંપે છે કાયા કામ બલથી, હામ હારી ધ્રુજતી
સુઝતું નથી હું શું કરૂં ? છું કામ વિનાની રતિ
પતિ ! અતિ વિકલ થઇ વાટ જોતી કયારે મળશે નાથજી ?
ક્ષણુ જાય છે, દુઃખ થાય છે કે "નાથ આવ્યા ના હજી"—૪૬૨

" મન, મુગ્ધ થઇ રડતું બિચારૂં, દગ્ધ થઇને ડરી જતું
આ જીવન રંગ વિના જતું, અભિલાષમાં દુઃખ દેખતું
પ્રિય દૂર છો તો ક્રુર છો, પાસે રહો તો પ્રેમી છો
સાચા હશો પણુ સ્વપ્ન સમ ભાસો મ્હને, દૂર કાં રહો ?— ૪૬૩

" પ્રિયત્તમ ! પુનિત તુજ પ્રેમની, ભુખી ભમું. દુઃખી થઇ
પ્રિયની દશા ન જોવાય આ તો આવશો જલદી ફરી
નિઃસર્ગની લીલા બધી જોતાં હૃદય સુખ પામતું
પણુ હાય ! હું જોઉં ભલે પણુ દુઃખ ના જરી વામતું— ૪૬૪

" સરવે સખી રમતી અહિં, પતિ કંઠમાં વળગી રહી
નિરખી બધાં પ્રિય દ્રષ્ય આ, હૃદ શાન્ત, કાન્ત ! રહે નહિ
તો કંઇ દયા આ દાસી પર કરવા હવે તો પધારશો
ને અગ્નિથી પણુ આ ભૂંડો વિયોગ તે ન વધારશો— ૪૬૫

" જાણે ન દેતો હોઉં હું ઉપદેશ ચંદાને હવે
તે રીતથી સંબોધતો ત્હેને હવે બોલ્યો બળે
જો કે હતી અદ્રષ્ય ચંદા, દૂરથી રોતી હતી
ઉપદેશ તોયે શ્રવણ કરશે ને થશે સુખી વળી— ૪૬૬

" છોડી દે મ્હારો મોહ—મ્હારા ખ્યાલ, મીઠી સુંદરી !
મ્હારો વિયોગ ન હોય કારણ દુઃખનું ત્હારે કદી
નીચ મોહ એવો મુર્ખ મનનો માત્ર દુઃખ વધારતો
ના કોઇ ક્ષુદ્ર મનુષ્ય કદી નિજ પત્નીનો તારક થતો— ૪૬૭

" પ્રીતિ પ્રભૂતાનું સ્મરણ ના યોગ્ય માર્ગ બતાવશે
વિષય-વિકાર વિચારમાં સહુની ફજેતી થઇ જશે
જે દેહ ધારી દેહને એ માર્ગ પર હોમી રહ્યો
એને નથી સાચો અનુભવ શ્રી પ્રભૂનો પરવડયો— ૪૬૮

" મોહે છે મૂર્ખ મનુષ્ય માયા બાંધવા દુઃખ પામવા
આ પ્રેમ મ્હારો, પ્રિય મ્હારો" છે અસત્ય ભાવના
સંસારમાં શોધી શકાતો સ્વાર્થ ના એ રીતથી
સુખી થવાનો શ્રેષ્ટ રસ્તો અન્ય છે ઉત્તમ અતિ— ૪૬૯

" ન્હોતી હવે ચંદા હૃદયમાં કે હૃદયના રાજ્યમાં
તોયે હજૂ મથતી હતી તે મોહ મ્હારો બાંધવા
ત્હેનું વિશાલ હૃદય હજૂ રમતું હતું રસભર થઇ
ને ઇચ્છતું'તું યોગ્ય એના સ્વામીને સાચું રૂહી— ૪૭૦

" ના ખ્યાલ તોયે ખ્યાલ એનો ખ્યાલ થઇને ગર્જતો
ને પ્રેમના પ્રિયતમ પતિને સાનથી સમજાવતો

બોલાવતો બળવા હજૂ એ ઇશ્કની જંજાળમાં
દર્શાવતો બળ ધર્મ એનો હોમવા એ આગમાં— ૪૭૧

" ઉપદેશ એને ઇશ્કની વિરૂદ્ધ કંઈ કરવો પડે
તે તે હૃદયની રાજીને ના કોઇ રીતે પરવડે
એનો અનુભવ એજ છે ઉદ્દેશ એના જીવનનો
ને પ્રેમ એનું પ્રેય, એનું શ્રેય, એવો કાયદો— ૪૭૨

" રૂચિ વિના ન રૂધિર પીવું, ઇશ્કના એ હૃદયનું
સાધન છતાં દુઃખી થવું ના મોહમાં—મરવું હજૂ
એ પ્રણય નીતિ પદ પરે કંઇ મૂર્ખ થઇ—મોહક થઇ
એ મૂર્ખતા આ સુજ્ઞ સુધાકર મહિં તો રૂહી નથી— ૪૭૩

" મુજ સ્વપ્ન જીવનના કરારો છે કરારો ધર્મના
મુજ સ્વપ્ન જીવન નિશ્ચયો કંઈ છે પ્રકારો કર્મના
ભૂતકાળની ભર વાસનાનો ભોગ થઈ મરવું નથી
ને નીચ એવા પ્રેમમાં પાપી થઇ રડવું નથી— ૪૭૪

" અધર્મ કે અન્યાયની ઉપાસના કરવી નથી
ને મીઠી મ્હારી જીંદગીને ઝેરથી ભરવી નથી
ને શ્રેષ્ટ રસ્તો શ્રી પ્રભૂના સ્નેહનો ત્યજવો નથી
આશક થઇને ઇશ્કને રસ્તે હવે મરવું નથી— ૪૭૫

* * * * *

" રે ! આમ તર્ક—વિતર્ક બુદ્ધિ આશ્રયે ઉભા થતા
ને સ્વત્વ ધર્મ સુધા રૂપે મુજ હૃદયમાં ભરતા હતા
ને નીતિની પ્રીતિ પ્રભૂતા મુજ જીવનમાં પ્રકટતી
ને ઇશ્કનું ગાંડુ વલણ મુજ હૃદયમાંથી હાંકતી— ૪૭૬

ઇશ્વર પ્રભૂની જે દયા દુનિયા મહિં દેખાય છે
તે સરલ કંઇ સાચી દયા મ્હારા હૃદયને સ્હાય છે
ને ત્રાસ ઓછો થાય છે ને યોગ્ય માર્ગ જણાય છે
તે માર્ગ ઉપર શાન્તિ સાચી હૃદયને સમજાય છે— ૪૭૭

* * * *

" ત્યાં દ્રષ્ટિ મ્હારી દૂર ગઇ ને સ્થિર એક સ્થલે થઇ
તે સ્થાન એક શિલા હતી કદમાં ઘણી, ચોરસ વળી
રૂપ–રંગ એનાં શ્વેત સુંદર, ચિત્ત આકર્ષી શકયાં
તેથી ગયો હું સમીપ ત્હેની પૂર્ણ તે અવલોકવા— ૪૭૮

" પાસે જતાં જોઇ શકયો કંઇ લેખ એનાપર હતા
કંઇ કૃષ્ણ રંગે લેખ એ લખવામહિં આવ્યા હતા
મ્હેં સ્થિર થઇને ધ્યાન રાખી વાંચવાનું વાંચતાં
સમજી શકયો લખનારના રસભાવ ત્હેમ વિચાર આ:— ૪૭૯

" આવ્યો હતો ત્હેને અમ્હે રસ–પ્રેમથી પૂજ્યો હતો
આવ્યો હતો ત્હેને અમ્હે ગુરૂ કંઈ માન્યો હતો
આવ્યો હતો સત્કાર ત્હેનો સ્થાન આ કરતું હતું
આવ્યો હતો ત્હેનું હૃદય રસ બુદ્ધિથી રડતું હતું "— ૪૮૦

" લાખો કરોડો શ્લોક જ્યાં ત્યાં શાસ્ત્રના વંચાય છે
લાખો કરોડો લોક જ્યાં ત્યાં ભાવે ભેગા થાય છે
લાખો કરોડો રાજ્ય જ્યાં બદલાય, ઉભાં થાય છે
લાખો કરોડો મંત્ર ત્યાં તો રચાય, ત્હેમ સધાય છે— ૪૮૧

" જ્યારે અહિં તો શ્લોક એકજ માત્ર કંઈ વંચાય છે
તે સુણનારો એક સાધુ યોગી માત્ર જણાય છે

છે રાજ્ય અહિંયાં એક ને તે રાજ્ય છે ચાલુ સદા
ને મંત્ર ત્હેનો માત્ર એક રચાય ત્હેમ સધાય છે"— ૪૮૨

"રસ પ્રેમ તે સિદ્ધાંત સાચો શાસ્ત્રનો જે માનતું
અદ્‌ભૂત એ ઔદાર્ય નીતિસ્થાનમાં વિરમી જતું
વિકસી વિરામ–વિવેક–બુદ્ધિ સ્થાનમાં ઉભો રહે
કર્ત્તવ્ય ઇષ્ટ મધુર એની ઐક્યતામાં તેજ છે"— ૪૮૩

"જ્યાંથી જગત્ ઉભું થયું, ત્યાંથી હૃદય ઉભું થશે
જ્યાંથી જીવન અહિં સ્થિર ત્યાંથી યોગ્યતા ઉત્પન્ન થશે
રસબુદ્ધિ, ચિત્ત–પ્રદેશમાં છે બળવત્તી કંઈ સર્વથા
ત્હેના પ્રતાપે છે જીવન મીઠી–પ્રભૂતા–યોગ્યતા— ૪૮૪

"જે સ્વપ્ન ત્હેનું સત્ય કંઇ અવગત થશે આ સ્થાનમાં
જે હૃદય ત્હેનું રાજ્ય કંઇ ઉભું થશે આ સ્થાનમાં
કર્ત્તવ્ય ઇષ્ટ પ્રણય પ્રભૂતા જ્ઞાન ત્હેનું જે ગતિ
વિકાસ એજ વિવેક જીવનમાં પ્રભૂતા સ્થાપતી— ૪૮૫

"મોહાન્ત કોઇ મહાન્ વ્યક્તિ આ સ્થલે આવી હશે
ત્હેને કદી ઇચ્છા હશે તો આપને ભેગી થશે
પ્રીતિ અને રસ પૂજ્યભાવ પ્રભૂ પ્રતિ જ્હેને હશે
ત્હેને હૃદયના રાજ્યનો સાચો ગુરૂ સેવક થશે— ૪૮૬

"ત્હારૂં હશે જે રાજ્ય ત્હેમાં સ્થાન ત્હારૂં શ્રેષ્ટ છે
ત્હારૂં હશે જે સ્થાન ત્હેમાં માન ત્હારૂં તેજ છે
કર્ત્તવ્ય કાવ્ય વીણા વિષે જે ગાન મીઠું ગાય છે
તે શબ્દ–ત્હેનું રૂપ ને ત્હેનો ધ્વનિ કંઇ ઓર છે— ૪૮૭

" ઉંચે ચ્હડીને આંખ ફાડી સ્થાન આ નિહાળજે
તેથી જણાય હૃદય વિજય વ્યવહારનો તું બચાવજે
સ્થિતિ વિમુક્ત હૃદય ભ્રમણ રસ શુન્યતા ઉપજાવશે
ત્હારૂં જીવન ત્હારૂં થશે જો સત્યનો સેવક થશે— ૪૮૮

" અદ્‌ભૂત ઐક્ય વિચાર સ્થિતિથી હૃદય સાચું થશે
જ્યાં જન્મ ત્હારો, માન ત્હારૂં જ્ઞાન તુજ વધારશે
પ્રીતિ પ્રણય નીતિ વિવેક સ્વરૂપ કંઈ ત્હારૂં થજો !
ને ઈષ્ટ ત્હારો ધર્મ ત્હારા દેહનો સાથી થજો !— ૪૮૯

" વાંચ્યા કંઈ જાણ્યા કંઈ જે લેખ શિલા પર હતા
તોયે રહસ્ય ન સર્વનું સંપૂર્ણ હું જાણી શક્યો
તેથી કંઈ મન બુદ્ધિથી વિચાર હું કરતો હતો
જે લેખ ત્હેનાં લક્ષણોનું ધ્યાન હું ધરતો હતો— ૪૯૦

" શિલા હતી કંઈ શાન્ત, જડ, ચેતન વિનાની આકૃત્તિ
તોયે હતા તે લેખ ત્હેના હૃદય બલના રસ ધ્વનિ
ગાતી હતી તે ગાન મીઠું સત્યને નીતિ ભર્યું
ના મુખ કે ના સ્વર–ધ્વનિ તોયે જીવન ઉભું હતું— ૪૯૧

" લખનાર લાખ ઉપાયથી જે સ્થાન ના પામી શકે
તે સ્થાન એ શિલા હૃદયના ભાગ્યથી પામી હતી
બોલી શકે ન બોલ ત્હેનું ગાન કેવું ચાલતું ?
ચતન્ય હીન જીવન હૃદયના રાજ્યનું સાથી થતું !— ૪૯૨

" જાણી શકું ના કોણ મ્હારૂં આ સ્થલે સ્હાયક થશે
સમજી શકે ના બોલ ત્હેનું ગાન કેવું ચાલતું ?

ચૈતન્ય હીન શિલા તહિં જે ગાન ગાતી છે રૂડાં
અદ્‌ભૂત એના ગાનનો રસ–અર્થ શે સમજું અહિં— ૪૯૩

" આ પ્રશ્ન મ્હારૂં હૃદય મ્હારા હૃદયને કરતું હતું
ચિંતા મધુર તથાપિ એનું દુઃખ તો વધતું હતું
હું એક થઇને વ્હાવરો મ્હારૂં જીવન જોતો હતો
સંપૂર્ણ જે ન સધાય ભાવ અસ્થિર થઈ રોતો હતો.— ૪૯૪

" આશા ફળીભૂત થાય એવા યોગ અંતે આવશે
મ્હારૂં હૃદય મ્હારા જીવનના સ્થાનમાં કંઈ ફાવશે
અસ્થિર હૃદય કંઈ સ્થિર થઈ સંસારને શોભાવશે
જોઈ શકું જીવન નવું પામીશ જુદું એ સ્થળે— ૪૯૫

" આશા અને અનુમાન આવાં અંતરે રમતાં હતાં
બુદ્ધ પ્રદેશે ભાવ માત્ર વિરાગનો વળતો હતો
કોઈ સુજ્ઞ સાધુ, સત્ય–નીતિની પ્રતીતિ કંઈ થવા
મ્હારા હૃદયને, આશ્રયે લઇને મ્હને ઉદ્ધારશે— ૪૯૬

* * * * *

" ત્યાં થોડી વારે શબ્દ આવા કર્ણમાં આવી પડ્યા
રોતું હૃદય રસ પામશે આરામ અહિંયાં સર્વથા
આ રાજ્ય મ્હોટું દિવ્ય તેજ વિશાલ ત્હેનું શુદ્ધ છે
કર્ત્તવ્ય ત્હેનાં ઈષ્ટ ત્હેનાં માર્ગ કંઈ અદ્‌ભૂત છે— ૪૯૭

" શાને રડે શાણા સખા ! એવું ત્હને તે દુઃખ શું ?
શા કારણે દુનિયા ત્યજી આ રાજ્યમાં આવ્યોજ તું ?

દુનિયામહિં છે દુઃખ ત્હેને સુખ ત્હેને અહિં નથી
એ સત્ય છે વિચિત્ર તોયે સત્ય છે, સમજીશ કંઈ— ૪૯૮

" જે પ્રેમ છે સંસારમાં તે પ્રેમ છે આ રાજ્યમાં
જે દેહ છે સંસારમાં તે દેહ છે આ રાજ્યમાં
છે માત્ર ઉભય રાજ્યમાં જે ભિન્નતા તે એટલી
કે અહિં જીવે છે તે ફરી સંસારમાં જીવતો નથી— ૪૯૯

" સંસારમાં તું જે હતો તે મૂળ રૂપે તું અહિં
સંસારમાં તું શોધતો તે તત્ત્વ અહિં મળશે કદી
સંસારમાં જીવનારને જીવન અહિં આપી શકું
જીવનારને જીવાડવો એ કાયદો આ રાજ્યનો— ૫૦૦

" પામ્યો હતો જે પ્રેમ ત્હારા દેહના વ્યવહારમાં
તે પ્રેમ ત્હેનું ઐક્ય શું ના સુખનું સાધન થયું ?
જ્યાં જન્મ ત્હારો કર્મ ત્હારાં ત્યાં હવે વિકાસતાં
તે કર્મ પર કંઈ ધર્મ ત્હારો મર્મમાં ઉભો થયો— ૫૦૧

" તોયે ત્હને શાન્તિ નથી એ પ્રશ્ન કંઈક વિચિત્ર છે
આચારના આધારમાં તું હૃદય મ્હારૂં મિત્ર છે
જે સ્વપ્ન જ્હેનો યોગ જ્હેની બુદ્ધિને તું પામતો
તે બુદ્ધિનો વ્યવહાર શું તુજ ત્રાસનું કારણ થયો ?— ૫૦૨

* * * * * *

" હા, એમ થઇ ચૂક્યું પ્રભૂ ! મ્હારૂં હૃદય એવું થયું
જીવન થયું અતિ ભ્રષ્ટ આવી રીતથી હું શું કરૂં ?

નિર્ધન થયો નયનો વડે, નિર્વન થયો બુદ્ધિ વડે
સમજી શક્યો ના સત્ય એકે, આજ દીલ એથી રડે !— ૫૦૩

" સંતપ્ત થઇ સિદ્ધિ જીવનથી, ઇસ્ક પૂરો ના થયો
વ્યાપાર મ્હારો વમળ સરખો દુઃખ ઉપજાવી રહ્યો
સંક્ષિપ્તમાં મ્હારી અધોગતિ મ્હેં બધી હાથે કરી
એ સત્યથી ઉત્તમ અનુભવ માર્ગ દર્શાવો હરિ !— ૫૦૪

* * * * * *

" તો સ્થિર થઇ તું શાન્ત થા ! દુનિયા બધી દેખાય છે
પ્રિયત્તમ ત્હારી પ્રિય ચંદા ! આજ અહિં લલચાય છે
કર કાવ્ય ત્હારા અમલનું તું ગોષ્ટિ કર પ્રિયની સહે
જે સત્ય ના સમજી શક્યો તે સત્ય તે દર્શાવશે— ૫૦૫

" ત્હારૂં હૃદય, ત્હારૂં જીવન, ત્હારો ગુરૂ ચંદા થશે
ત્હારી સમાધિ, શાન્તિ, પ્રીતિ, નીતિ તે સઘળું થશે
છે એજ ત્હારૂં સત્ત્વ ત્હેમાં ત્હેં અધોગતિ કાં ગણી ?
રહસ્ય તે ઉત્તમ હૃદયનું પ્રકટશે ચંદા થકી— ૫૦૬

" એના વિના એકે ઉપાય નથી રહ્યો તૂજ સુખનો
એના વિના ત્હારા હૃદયને રમણનો રસ્તો નથી
એના વિના તૂજ ઇસ્કની પર્યાપ્તિ ના પૂરી થશે
એના વિના ત્હારૂં હૃદય ત્હારૂં નહિ કદીયે રહે— ૫૦૭

" હું જાઉં છું ને જોઉં છું ઉભય હૃદયની યોગ્યતા
હું જાઉં છું ને જોઉં છું ઉભય હૃદયની ઐક્યતા

તું સ્થિર થઇને વિહરજે વિચારના વિલાસમાં
વિરાગના ત્હારા વિચારો નષ્ટ થઇ જાશે હવાં— ૫૦૮

" વિરાગનો નિશો નયનમાંથી હવે ઉતરી જશે
તુજ જાગૃતિનું જીવન આવી સ્વપ્ન સ્થિતિમાં થશે
પાળીશ ત્હારૂં પૂન્ય–પ્રીતિ–નીતિ સઘળી આખરે
પ્રિયત્તમ ચંદાના પ્રયોગે પ્રેમ ત્હારો ફાવશે— ૫૦૯

" ફરીથી હૃદય ત્હારૂં થયાનું પ્રેમમય પૂરૂં થવા
ને તુજ હૃદયના ત્રાસનું સાચું રહસ્ય વિચારવા
જે વાત મ્હારી પાસે ત્હારે જાણવી છે હું સખા!
તે વાત એ એકાન્તમાં સમજી શકાશે સર્વથા— ૫૧૦

" યોગી ગયો આવું કહીને એકદમ ઉડી ગયો
અદ્રષ્ય જાણે યોગના આવિર્ભાવ વડે થયો!
ચકિત થયેલું ચિત્ત શંકા–ત્રાસથી ધ્રૂજી રહ્યું
દેખ્યું હવે મ્હેં મુખ મ્હારી પ્રિયતમ ચંદા તણું— ૫૧૧

" સુતી હતી તે એક શિલાપર કંઇક નિરાશ થઇ
રોતી હતી ધીમે સુરે દુઃખ વ્યાધિથી બળતી હતી
દેખી ફરી એ મુખ મીઠું મગ્ન થઇને હું ગયો
રે! એક સમયે શાન્ત વિરાગી ફરી ભોગી થયો— ૫૧૨

" પાસે ગયો હું પ્રેમથી "વ્હાલા!" કહી વળગી પડયો
તું કેમ અહિં આવાં અરણ્યોમાં રડે છે એકલી
ત્હેં કેમ છોડયું સ્થાન સુંદર સ્થાન તુજ પિતાતણું?
આવી અહિં તું કેમ વ્હાલી? હૃદય નિષ્ઠુર કાં કર્યું?— ૫૧૩

* * * * *

દેખી મ્હને દિલભર રડયા વિના હદે રમતી થઇ
ઉઠી ત્યજી શિલા મ્હને તે સ્નેહથી વળગી પડી
વ્હાલા ! જગત્માંયે ત્હમે ને સ્વર્ગમાંયે છો ત્હમે
હું ત્યાં હતી ત્યારે હતા ત્યાં, આજ અહિંયાં પણ ત્હમે—૫૧૪

" માતા પિતા મુજ મૃત્યુના વિયોગથી અહિં આવતાં
દેખાય છે દેખો પ્રભુ ? વિમાન પેલાં આવતાં
લાગે છે કેવો સુર મીઠો સ્વર્ગના ગાયક ગણો
જે ગાન મીઠું ગાય છે રસપ્રેમીઓને રીઝવવા— ૫૧૫

" ઉંચે ગઇ દ્રષ્ટિ પ્રિયાની ત્હેમ મ્હારીએ વળી
દેખ્યાં બહુ સુંદર અનુપમ સ્વર્ગનાં વિમાન કંઇ
આવ્યાં સમીપ સમીપ આખર દ્રષ્ટિ પૂરી થઈ ગઈ
ઉતર્યાં અનુપમ માતપિતા પ્રિય ચંદાનાં તહિં— ૫૧૬

" પૂછ્યો હવે મ્હેં પ્રશ્ન, શું છે સ્વર્ગ આ દેવો તણું ?
શું જગત્ છોડયું જીવનથી ? વૈભવ છોડયા વિશ્વના ?
ત્યાં પ્રેમ ઉભયનો અમ્હારો પોષવો ના પરવડયો ?
ને આજ અહિંયા અમ હૃદયને હૃદયથી સમજાવતાં ?— ૫૧૭

" હા, એમ છે સુખી રહો, ઝઘડો ગયો સંસારનો
તે પ્રેમ માનવ ધર્મનો છે પ્રેમ જુદો સ્વર્ગથી
ઉભય હૃદયનું લગ્ન જ્હેવું લગ્ન આગળ થઇ ગયું
ત્હેવું ફરીથી લગ્ન આજે સાંધશું સુખાતણું— ૫૧૮

" છે લગ્ન આ અંતિમ સાચું લગ્ન સહુ વ્યવહારનું
છે જગત્થીયે લગ્ન ઉત્તમ દેવના સ્વર્ગોતણું

સુખી ર્‌હો આરામ પામો જીવન સાચું સાધજો !
આ શાન્ત સુંદર સ્થાનપર પર્યાપ્તિ બુદ્ધિની થજો !— ૫૧૯

" એવું ક્‌હીને એમ્હણે કર મેળવ્યા બંને તણા
ચંદ્રાતણો કર એક મ્હારો કર હૃદયને પામવા
ત્યાં પુષ્પવૃષ્ટિ થઈ અચાનક દેવ શું વરસાવતા ?
એ પુષ્પ પુનિત પ્રેમપર ને ગાન કંઈ ગાતા હતા ?— ૫૨૦

" ક્રિયા થઈ પૂરી અને વિમાન કંઇ ઉડી ગયાં
હવે અમ્હે બંને હૃદય રમતાં રૂવ્યાં હસતાં થયાં
વાતો કરીને વ્હાલથી વાતે હવે વળતાં હતાં
ને એક બીજાનાં હૃદય ખુલ્લાં કંઇક કરતાં હતાં— ૫૨૧

* * * * * *

" રે ! જગત એતે જગત કે કંઇ સ્વર્ગ કે કંઇ કલ્પના
હું તે હતો કંઇ જાગતો કે સ્વપ્નમાં ડૂબ્યો હતો ?
ચંદ્રા હતી તે પ્રિય ચંદ્રા કે કંઇ જૂદી હતી
દેખ્યું હતું તે દ્રશ્ય સાચું કે બધું મિથ્યા હતું ? ૫૨૨

" આવા વિચાર મ્હને હતા એવા થતા એવે સ્થળે
કે આ બધો શો મામલો મ્હારી બધી દ્રષ્ટે મ્હડે ?
કે શું હશે આ સ્થાન સુંદર ? શું બધું દર્શાવશે ?
સુધા અને ચંદ્રા ફરી શું સ્વર્ગમાં સુખી થશે ? ૫૨૩



## ચંદ્રા અને સુધાકર (સ્વપ્નના સ્વર્ગમાં)

( હું આ તે સ્વર્ગ–જીવન–જાગૃતિ કે ભ્રમ માયા કે મોહ–ચંદ્રા તે જીવતી કે મરેલી ? આ તે સ્વપ્ન કે સુષુપ્તિ ? )

" સુખ સ્વાસ્થ્ય પ્રાપ્ત થયાં ફરી, પીડા ગઈ, વ્યાધિ ગઈ
ચંદ્રા હતી મ્હારી મ્હને તો આખરે એ પરવડી
પ્રીતિ મધુર પ્રમાણતી તે મોહીનિ મન માનતી
કંઈ સ્વાસ્થ્યની સેવા વડે મુજ સરલ હૃદને રીઝવતી— ૫૨૪

" રસ્તો મળ્યો રસનો મ્હને ને હૃદય રસમાં વ્હી રહ્યું
ઓજસ્ મળ્યું અવતારનું ભૂતકાળનું ગૌરવ મળ્યું
રસ ઐક્યતાનો મધુર મીઠો કાયદો કવિને મળ્યો
સાચો સુધાકર સરલ હૃદમાં કંઈ સુધા ભરતો થયો— ૫૧૫

" જે વાસનાનો જન્મ મ્હારી કલ્પનામાં જન્મતો
તે જન્મનું જીવન થયું ને સિદ્ધિ સ્વર્ગ સુધારતો
અવતાર ઉભયનો થયો અવતાર કંઈ જોવા વળી
કે જીંદગીનું ધ્યેય–સાચો ધર્મ પ્રાપ્ત થયો ફરી— ૫૧૬

" પિતા અને માતા બિચારી કન્યકા ચંદ્રા તણાં
આ પ્રેમના સાચા વલણને કંઈક અનુમોદી રહ્યાં
રોતાં હૃદય હસતાં થયાં, રમતાં થયાં ઉત્સાહથી
વ્યાધિ બિચારી બાલકીની સ્થિર સનાતન દૂર થઈ— ૫૨૭

" ક્યાં કાયદા એ પ્રેમના ? ક્યાં કાયદા એ ધર્મના ?
ક્યાં પ્રેમ એ પિતાતણો ? ક્યાં ધર્મ મીઠી બાળના ?
ક્યાં જન્મ માનવ બુદ્ધિનો ? વ્યવહાર ક્યાં વેદાન્તનો ?
ક્યાં સરલ સિદ્ધિ સ્વર્ગની ? ક્યાં બંધનો ? ક્યાં આવરણો ? ૫૨૮

" ચિંતા સમય ચિંતા હતી તે ચિત્તનું સાધન થયું
દુઃખ દેહનું-દુઃખ મન તણું તે સર્વ કંઇ ઉડી ગયું
સંક્ષિપ્તમાં જે સુખ સાચાં પ્રેમીઓને ઇષ્ટ છે
તે સુખનો કંઇ સ્વાદ પ્રાપ્ત થયો હવે ઉભય હૃદે— ૫૨૯

❧ ❧ ❧ ❧ ❧

" હસતી હવે ઉભી થઇ ચંદા અને ચિત્ત માનતી
વ્હાલા સુધાકરને સુધાકર કાયદો સમજાવતી
રસ પ્રેમના આલિંગને રસ પ્રેમ ઉત્તમ અર્પતી
સતી સાધ્વી તે સિદ્ધિ મ્હારા હૃદયની ઉતમ થઇ— ૫૩૦

" દુઃખ ત્રાસનો અવધિ ગયો, ઉત્તમ અનુભવ થઇ રહ્યો
કે પ્રેમીઓને પીડવાને, કાયદો નીચો ઘણો
કર્તવ્ય છે નહિ તે ક્રિયા, એનું અનિષ્ટ અપાર છે
સાચું વલણ એ ઇશ્કનું ના ત્રાસથી છેદાય છે— ૫૩૧

❧ ❧ ❧ ❧

" બંને અમ્હે એકાન્તમાં કંઇ ગોષ્ટિ કરવા ઇશ્કની
ઉન્મત્ત થઇને સ્નેહ સાચો શોધવા ચાલ્યાં ફરી
તે બોલી વ્હાલા ? વ્હાલનો નિશો હજૂ વધતો રહ્યો
હું ક્યાં ત્હમારી ? ક્યાં ત્હમે ? શી ઐક્યતા ? શો પ્રેમ હો ! ૫૩૨

અસ્થિર યુવાની ગઇ ને સ્થિર યુવાની મળી
પ્રીતિ મળી પૂન્યો તણીરે ! ઐક્યતા શી ફાંકડી ?
ક્યાં એ કવિ ? તુજ કાવ્યની મીઠાશને ક્યાં પ્રેમ એ ?
વાનાં ફરી ફરી આ હૃદયને પ્રિય આકર્ષે હવે— ૫૩૩

" ભૂલી શકાય ન ભાવ જે તે ભાવ ઉભો થાય છે
જાણી શકાય ન જીંદગી તે જીંદગી ઉભરાય છે
જોઇશ હું જીવન નવું પ્રિય ! માત્ર ત્હારા સંગથી
મ્હારા હૃદયમાં રસિક વ્હાલા ! સુખનો અવધિ નથી— ૫૩૪

" મૃત્યુ મ્હને મ્હાતું હતું સંસાર આ છોડાવવા
જ્યારે ત્હમે મથતા હતા તે વલણને તોડાવવા
તે ખેંચતું'તું જીવન મ્હારૂં ખેંચતો તું હૃદયને
એ યુદ્ધમાં જીતી શક્યો વ્હાલો અને હાર્યુંજ તે— ૫૩૫

" હું સ્થિર છું, સુખી હવે, આવેશ એ ઉડી ગયા
ને માત્ર આક્રમણ ગયાં એ મૃત્યુ જ્હેવા ત્રાસનાં
મુજ તપ્ત આંખો શાન્ત થઇને મૃત્યુનો નિશો ગયો
પામી ફરી હું પ્રેમ સાચો, હૃદયને જીવાડતો— ૫૩૬

" કવિરાજ ? ત્હારાં કાવ્ય પણ મ્હારી રતિને રીઝવતાં
" ને કાવ્યના આદર્શ મૃત્યુમય જીવનને ખીજવતાં
ખીજવાય છે તે ખ્યાલ ખાલી માત્ર ત્હારા ખ્વાબથી
સત્તા છે તુજ વિશાલ, ચાલે જોર મૃત્યુનું નહિ— ૫૩૭

" ઇચ્છા નથી એ ત્રાસની, પીડા નથી એ પાપની
ચિંતા હવે રૂહેતી નથી મુજ ચિત્તમાં એ શ્રાપની

હું શાન્ત છું એકાન્તમાં એ શાન્તિ કોઇ ના દહે
મ્હારૂં હૃદય જ્યાં મિત્ર મ્હારા પ્રણયદેવ પ્રતિ વૃહે— ૫૩૮

" વાતો કરીશું ઇશ્કની, પ્રીતિ ભરીશું પ્રેમની
નીતિ ગણીશું નયનની અવતાર યોગ્ય થવા ફરી
ચિંતા ત્યજી ચિત્તમાં રૂહો ને ચિત્ત સ્થિર કરી શકો
તો શો મ્હને છે ફાયદો ભજવા પ્રભૂનો વાયદો ?— ૫૩૯

" જ્યાં જીવન સ્થિર હતું પ્રભૂનું મૃત્યુ ત્યાં આવ્યું નહિ
આવ્યું કદી આવેશથી પણ કાર્યમાં ફાવ્યું નહિ
અમૃત પામી પી ગઈ ત્હેને તે બીજાં શું કરે ?
એને ન કોઈ છેદવા કે ભેદવા ફાવી શકે— ૫૪૦

" પ્રેમાળ મીઠી સરલ હૃદયની દિવ્ય ચંદ્રા બોલતી
આ શબ્દ કંઈ સુધા ભર્યા, વ્હાલે કંઈ હસતી હતી
બેઠાં અમ્હે બહુ વ્હાલથી વાતે કંઇ વળતાં હતાં
ને સ્વર્ગ ઉભયનું કંઇ તે સ્થાનમાં ભરતાં હતાં— ૫૪૧

" હું બોલ્યો વ્હાલી ? વ્હાલ ત્હારૂં છે વિશાલ અને ભલું
ત્હારૂં હૃદય રસમય સદા છે દિવ્યને ઓજસ્ ભર્યું
ત્હારૂં પ્રભૂત્વ તે પ્રેમનું ઉત્તમ અને સુંદર ઘણું
સમજી શકાય ન ગહન એવું સર્વ બળથી ફાંકડું— ૫૪૨

" ઓજસ્ ભરેલા કાયદા ત્હારા બહુજ વિશાલ છે
ત્હારો પ્રણય છે દિવ્ય ત્હારો મંત્ર તેજ અપાર છે
તું સ્વાસ્થ્યનું સાધન સુધાકર હૃદયને સમજાય છે
તું પ્રેમ કેતી સુંદરીના સદ્‌ગુણો સરદાર છે— ૫૪૩

" ત્હેં પ્રણય માટે પ્રણયનીતિ સાચવી છે સર્વથા
ત્હેં પ્રણય માટે પ્રિય દેવી ! ભોગ પણ આપ્યા ઘણા
સર્વસ્વ સુંદર સ્થાન ત્હારા સ્નેહનું ને સ્વત્વનું
અપરિમિત ઓજસ્ ઐક્ય એનાં વર્ણનો હું શું કરૂં ?— ૫૪૪

" અધિકાર ત્હારા પ્રણયનો કંઇ શ્રેષ્ટ છે મ્હારા થકી
વિચાર ને આચાર ત્હારા શ્રેષ્ટ છે મ્હારા થકી
તું તેજ છે વિશાલ મ્હારા કર્મનું ને ધર્મનું
ગૌરવ ગણું–સિદ્ધિ ગણું તે સર્વ કંઇ તુજ મર્મનું— ૫૪૫

" શું સ્નેહનું સાધન સદંતર સિદ્ધિનું સાધન હશે ?
એ પ્રશ્નનું સાચું રહસ્ય થતું હવે અવગત મ્હને
કે શ્રેષ્ટ છે અધિકાર ત્હારા ઇશ્કનો સંસારમાં
તુજ રાજ્ય તેજ–વિશાલ–વંદ્ય સદા સહુ વ્યવહારમાં— ૫૪૬

" વ્હાલી ! વધારે શું કહું ? વ્હાલી ? વધારે શું હશે ?
વ્હાલી વિધાતા જીવનની મ્હારૂં જીવન પથે રચે
નિર્મિત સૃષ્ટિ થાય સુંદર માત્ર ત્હારા સ્વાર્થથી
વિલાસ ત્હારો રમ્ય પ્રિયે ! ગમ્ય ત્હારા ધર્મથી— ૫૪૭

" વિલાસ આવો પ્રણયનો ને પ્રેમનો કંઇ પોષતાં
હું ભોગી એવા સ્વર્ગમાં સુખ સર્વથા કંઇ શોધતો
ન્હોતી મ્હને ચિંતા કંઇ ને દુઃખ ત્યાં ના જન્મતું
તોયે અરેરે ! એકદમ બદલાય છે સ્થિતિ બધી— ૫૪૮

* * * * *

" દેખાય છે દ્રષ્ટિ વડે ચંદા હવે બીજી મ્હને
રે ! એક તો રમતી હતી, ભમતી હતી બીજી ઉંચે
દેખી નવિન પ્રકાર આવો હું ભ્રમિત થઇ ગયો
મ્હારી હશે પ્રિયત્તમ ચંદા કોણ ? આ શો કાયદો ?— ૫૪૯

" કંઈ પ્રશ્ન હું કરવા જતો ત્યાં પ્રશ્ન પૂરા થઇ ગયા
ચંદા ગઇ મ્હારી અને કંઇ રંગ જુદા જન્મતા
રમતી હતી તે દૂર થઈ, ભમતી હતી તે ક્રૂર થઇ
બોલી હવે તે ગર્જતી-રોતી કદી-હસતી કદી !— ૫૫૦

" ન્હાની હતી ત્યારે મ્હને ન્હોતી પીડા ત્હારી કદી
ત્હારા હૃદયના સ્વાર્થની કે કાંઈ ત્હારા ઇશ્કની
તું કોણ ? ત્હારૂં તેજ શું ? વ્યક્તિત્વ શું ત્હારૂં હશે ?
ત્હેના વિચાર—ન ખ્યાલ એવા કાંઈ પણ મ્હારે હદે— ૫૫૧

" છે વર્ત્તમાન પરિસ્થતિ વ્યવહારની સંયોગથી
બદલાય તે સઘળું બધું સંયોગના આવેશથી
અસ્થિર છે દુનિયા બધી—અસ્થિર છે વ્યવહાર આ
તો કેમ મ્હારાં હૃદય-વલણો હાલમાં બદલાય ના ?— ૫૫૨

" ચ્હાતી હતી ચંચલ ચિત્તે ત્હારા હૃદયને પામવા
ચ્હાતી હતી ઉન્મત્ત થઇ ત્હારા હૃદયને બાંધવા
ત્હારા હૃદયને બાંધવા—ત્હારા જીવનને પામવા
તોયે બધું બદલાય ત્હેવા કાયદા છે ના નવા— ૫૫૩

" વ્યક્તિત્વ છે વિશાલ ત્હારૂં વિદ્વતાના આશ્રયે
તોયે નહિ તે અમલ મ્હારો હૃદયને ઘેરી શકે

છૂટી–સ્વતંત્ર થઈ ફરૂં–બંધન ગૃહિં હું નહિ રૂહું
ઉભય હૃદયની ઐક્યતા બલ પામશે સમયે નવું— ૫૫૪

' સંસારના સાધન વડે સંસાર ત્હારો શોધતી
આવી હતી તુજ આશ્રયે, તોયે હવે ત્હારી નથી
જે દેહમાં રે'તી હતી તે દેહ મ્હેં છોડયો હવે
તે દેહમાં ફરી જાઉં ના તો કેમ તું રોકી શકે ?— ૫૫૫

' સંસારનો સંબંધ છે જુઠો અને થોડો બધો
બદલાય ને તૂટી જતો ત્યારે ફજેતો થાય છે
રે ! માત્ર એવા મોહમાં મરનાર ગાંડા પ્રેમનાં
ગાંડાં બિચારાં માનવોનો, આખરે પસ્તાય છે— ૫૫૬

" શોધીશ નહિ સંસારમાં ચંદા પ્રિયાને તું કદી
ચંદા હવે આ રાજ્યમાંથી આવશે નહિ ત્યાં કદી
હું મસ્ત થઇ આ રાજ્યનાં રસ કાવ્ય હેતે ગાઉં છું
ને પ્રણય રાખ્યો પાપી સાથે તેથી હું પસ્તાઉં છું— ૫૫૭

" તુજ પ્રણય એ બંધન થયું છે કારમું ગાંડા કવિ !
જે પ્રણયમાં વ્યક્તિત્વ મ્હારૂં ભ્રષ્ટ હાય ! થયું હરિ !
આ રાજ્યમાં રે'તાં મ્હને એ પ્રણય ભ્રષ્ટ કરી જતો
ને અમલ કરવા અમલનો અધિકાર છે ઓછો થયો— ૫૫૮

**"સુધાકરની પાપકથા" પ્રથમ ભાગ સમાપ્ત.**

પ્રેમને શોધનારાઓ તથા પ્રેમને શોધી ચૂકેલા એમ સર્વને માટે

એક અપૂર્વ લાભ !

પ્રેમના વેદાન્તનું સર્વોત્તમ કાવ્ય !!

રસિકતા કેળવવાનું સુપ્રસિદ્ધ સાધન !!!

# અદ્વૈત-વીણા

અથવા

# સુધાકરની પાપકથા.

## (પ્રથમ ભાગ)

ગુજરાતનું સર્વોત્તમ સાહિત્ય

અને

રસિકતાનું અપૂર્વ દર્શન

જ્હેના વાંચન અને મનનથી ગમે ત્હેવું જડ હૃદય પણ ખીલે છે. અને રસિક થાય છે. પાપમય પ્રેમની ઠગાઇમાંથી મુક્ત રહેવાનું એક નિર્દોષ અને સતેજ સાધન છે.

જ્હેને માટે ગુજરાતનું પ્રતિષ્ઠિત " સાહિત્ય " માસિક (કારણ કે એને આ પુસ્તકનો શરૂઆતનો પૃષ્ટ ૧ થી ૩૨ સુધીનો ભાગ રિવ્યુ માટે મોકલી આપ્યો હતો–ત્હેનો ત્હેના માહે જુલાઇ સને ૧૯૧૯ ના અંકમાં આવેલો રિવ્યુ) પોતાના સને ૧૯૧૯ ના જુલાઇ માસના અંકમાં નીચે પ્રમાણે લખે છે કે " પ્રેમની ફીલસુફીથી શરૂ થતું આ કાવ્ય એક પ્રેમકથા આપણી સમક્ષ રજુ કરે છે.

આ શરૂઆતનો ભાગ છે, તેથી કવિનો આશય બરોબર સમજાતો નથી તોપણ તેમનો ઇરાદો પાપમય પ્રેમની અવગણના કરવાનો હોય એમ જણાય છે. તે ગમે તે હો, પરંતૂ જેટલાં પાન રજુ થયાં છે, તે ઉપરથી કવિના કવિત્વ વિષે તેમની સહેલી તોપણ મસ્તશૈલી વિષે આપણો ઉંચો અભિપ્રાય થાય એમ છે. કદાચ આખું પુસ્તક રજુ થાય, તો તે અંગ્રેજી કવિ બાયરનના સમર્થ શૃંગારી કાવ્ય "ડૉન જુએન"ની બરોબરી કરી શકે, એમ આટલાં પાન જોતાં જણાય છે. આખું પુસ્તક ૩૦૦ પાનનું થશે, તે માટે કવિ મદદ માગે છે. છપાયલો ભાગ જોતાં મદદને પાત્ર છે. × × × × આગળ ચાલતાં નાયક સુધાકરના મનની સ્થિતિ પણ એવીજ લાગણીભરી-દર્દભરી વાણીમાં વર્ણવી છે, તે અનુભવવા માટે મૂળકાવ્ય તરફ વાંચકોનું લક્ષ ખેંચીએ છીએ."

પુસ્તકની રસિકતા અને ખૂબી ઓર પ્રકારની છે. પ્રેમની ફીલસુફી આ કાવ્યમાં ઘણીજ ઉમદા રીતે વર્ણવવામાં આવી છે. એ વિષે અહિંઆં વારંવાર લખવું એ પિષ્ટપેષણ અને આત્મશ્લાઘા કરવા જેવું થાય છે તેથી અત્રેજ વીરમીએ છીએ. માત્ર એક નકલ ખરીદી એનું વાંચન અને મનન કરવા ખાસ ભલામણ છે.

કિંમત ૦-૧૨-૦ કાચું બાઈન્ડીંગ.

" ૧—૪-૦ પાકું બાઇન્ડીંગ.

મળવાનું ઠેકાણું:-

**જેઠાલાલ નાથાલાલ દવે.**

ઘર નં. ૨૬૦૧, શ્રીરામજીની શેરી;

ખાડીઆ, **અમદાવાદ.**

